ઉપશમ ક્ષય ઉપશમને ક્ષાયિક, દર્શન ત્રણ પ્રકારજી;
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી, નમીએ વારંવાર. ભવિજન૦ ૭
અઠ્ઠાવીશ ચૌદ ને ષટ દુગ એક, મત્યાદિકના જાણુજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ. ભવિજન૦ ૮
નિવૃત્તિને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર દો વ્યવહારેજી,
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારે. ભવિ૦ ૯
બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી;
તે તપ નમીએ ભાવ ધરીને ભવસાગરમાં સેતુ. ભવિજન૦ ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી;
દેવગુરૂને ધર્મ તે એહમાં દો તીન ચાર પ્રકાર. ભવિજન૦ ૧૧
મારગ દેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતજી;
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે. ભવિજન૦ ૧૨
વિમલેશ્વર સાનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી;
પદ્મવિજય કહે તે ભવી પ્રાણી નિજ આતમ હિત સાધે. ભવિ૦ ૧૩

---

## શ્રી નવપદજીની સ્તુતિઓ.

### ( ૧ )

સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હૈડે હર્ષ અપાર, જેમ લહો સુખ શ્રીકાર;
મનશુધ્ધે નવ ઓળી કીજે, અહોનિશ નવપદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે;
પડિક્કમણાં દોય ટંકના કીજે, આઠે થોયે દેવ વાંદીને, ભૂમિ સંથારો કીજે;
મૃષા તણો કીજે પરિહાર, અંગે શીલ ધરીને સાર, દીજે દાન અપાર. ૧

અરિહંત સિદ્ધ આચાર્ય નમીને, વાચક સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાનગુણીજે;
ચારિત્રતપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવપદગુણણું ગણીજે, નવ આયંબિલ પણ કીજે
નિશ્ચય રાખીને મન ઇશ, જપો પદ એકએકને ઇશ, નવકારવાળી વીશ;
છેલ્લે આયંબિલે પણ કીજે; સત્તર ભેદી જિન પૂજા રચીજે, માનવ ભવફળ લીજે. ૨

સાતસેં કુષ્ટિના[1] રોગ, નાઠા [2]ન્હવણ લઇ સંયોગ, દૂર હુવા કર્મના ભોગ;
કુષ્ટ અઢારે દૂરે જાય, દુઃખદારિદ્ર સવિ દૂર પળાય, મનવંછિત ફળ થાય;

---

૧ કોઢીઓના. ૨ ન્હવણ છાંટવાથી.

નિર્ધનીઆને દે બહુધન, અપુત્રીઆને પુત્રરતન, જો સેવે શુદ્ધ મન,
નવકાર સમો નહિ કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઇ જંત્ર, સેવો ભવિયણ એકંત. ૩

જો સેવ્યો મયણા શ્રીપાળ, ઉપર રોગ ગયો તત્કાળ, પામ્યા મંગળમાળ;
શ્રીપાળ પેરે જે આરાધે, તસઘર દિન દિન દોલત વાધે, અંત શિવસુખ સાધે;
વિમલેશ્વર જક્ષ એવા (સાનિધ્ય)સારે, આપદા કષ્ટ સવી દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે;
મેઘવિજય કવિરાયનો શીષ, હૈડે ભાવ ધરી જગદીશ, વિનયવિજય નિશદીશ. ૪

( ૨ )

**વીર** જિનેશ્વર અતિ અલવેસર, **ગૌતમ** ગુણના દરિયાજી,
એક દિન આણા **વીરની** લઇને, **રાજગૃહી** સંચરીયાજી;
**શ્રેણિક રાજા** વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી,
પર્ષદા આગલ બાર બીરાજે, હવે સુણો ભવી પ્રાણીજી. ૧

માનવ ભવ તુમે પુણ્યે પામ્યા, શ્રી સિદ્ધચક્ર આરાધોજી,
અરિહંત–સિદ્ધ–સૂરિ–ઉવજ્ઝાયા, સાધુ દેખી ગુણ વાધોજી;
દરિસણ–નાણ–ચારિત્ર–તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી,
ધુર **આસોથી** કરવા આંબિલ, સુખ સંપદા પામીજેજી. ૨

**શ્રેણિકરાય ગૌતમને** પૂછે, સ્વામી ! એ તપ કેણે કીધોજી ?
નવ આંબિલ તપ વિધિશું કરતાં, વાંછિત સુખ કેણે લીધોજી ?
મધુરી ધ્વનિ બોલ્યા **શ્રીગૌતમ,** સાંભળો **શ્રેણિકરાય** વયણાજી.
" રોગ ગયો ને સંપદા પામ્યા, **શ્રીશ્રીપાળ** ને **મયણાજી.** " ૩

રૂમઝુમ કરતી પાયે નેઉર, દીસે દેવી રૂપાલીજી,
નામ **ચક્કેસરી** ને **સિદ્ધાઈ, આદિ** જિન–**વીર** રખવાલીજી;
વિઘ્નકોડ હરે સઉ સંઘનાં, જે સેવે એના પાયજી,
**ભાણુવિજય** કવિ સેવક **નય** કહે, સાનિધ કરજે માયજી. ૪

( ૩ )

અરિહંત નમો, વલી સિદ્ધ નમો, આચારજ, વાચક, સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧

અરિહંત અનંત થયા, થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણાં, દેવવંદન વિધિશું, આંબિલ, તપ, ગણણું ગણવું વિધિશું. ૨

છહરી પાળી જે તપ કરશે, શ્રીપાળતણી પરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે. ૩

સાડાચાર વરસે તપ પૂરો, એ કર્મ વિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મનમંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

---

## નવે દિવસ કહેવાની સ્તુતિ.

સકલ દ્રવ્યપર્યાય પ્રરૂપક, લોકાલોક સરૂપોજી,
કેવલજ્ઞાનકી જ્યોતિ પ્રકાશક, અનંત ગુણો કરી પૂરોજી;
તીજે ભવ થાનક આરાધી, ગોત્ર તીર્થંકર નૂરોજી,
બાર ગુણાકર એહવા અરિહંત, આરાધો ગુણ ભૂરોજી. ૧

અષ્ટ કરમકું દમન કરીને, ગમન કિયો શિવવાશીજી,
અવ્યાબાધ આદિ અનાદિ, ચિદાનંદ ચિદરાશીજી,
પરમાતમ પદ પુરણ વિલાસી, અઘ ઘન દાખ વિનાશીજી,
અનંત ચતુષ્ટય શિવપદ ધ્યાવો, કેવલજ્ઞાની ભાષીજી. ૨

પંચાચાર પાલે ઉજવાલે, દોષ રહિત ગુણધારીજી,
ગુણ છત્તીસે આગમધારી, દ્વાદશ અંગ વિચારીજી,
પ્રબલ સબલ ઘનમોહ હરણકું, અનિલ સમો ગુણ વાણીજી,
ક્ષમાસહિત જે સંયમ પાલે, આચારજ ગુણધ્યાનીજી. ૩

અંગ ઇગ્યારે ચઉદે પુરવ, ગુણ પચવીસના ધારીજી,
સૂત્ર અરથ ધર પાઠક કહીએ, જોગ સમાધિ વિચારીજી,
તપ ગુણ સૂરા આગમ પૂરા, નય નિક્ષેપે તારીજી,
મુનિ ગુણધારી બુધ વિસ્તારી, પાઠક પૂજો અવિકારીજી. ૪

સુમતિ ગુપતિ કર સંજમ પાલે, દોષ બયાલીશ ટાલેજી,
ષટ્કાયા ગોકુલ રખવાલે, નવવિધ બ્રહ્મવ્રત પાલેજી;
પંચમહાવ્રત સૂધા પાલે, ધર્મ શુક્લ ઉજવાલેજી,
ક્ષપકશ્રેણિ કરી કર્મ ખપાવે, દમપદ ગુણ ઉપજાવેજી ૫

જિનપન્નત્ત તત્ત સુધા સરધે, સમકિત ગુણ ઉજ્વાલેજી,
ભેદ છેદ કરી આતમ નિરખી, પશુ ટાલી સુર પાવેજી;
પ્રત્યાખ્યાને સમ તુલ્ય ભાખ્યો, ગણધર અરિહંત શૂરાજી,
એ દરશન પદ નિત નિત વંદો, ભવસાગરકો તીરાજી. ૬

મતિ શ્રુત ઇંદ્રી જનિત કહીએ, લહીએ ગુણ ગંભીરોજી,
આતમધારી ગણધર વિચારી, દ્વાદશ અંગ વિસ્તારોજી;
અવધિ મનપર્યવ કેવલ વલી, પ્રત્યક્ષ રૂપ અવધારોજી,
એ પંચ જ્ઞાનકું વંદો પૂજો, ભવિજનને સુખકારોજી ૭

કર્મ અપચય દૂર ખપાવે, આતમ ધ્યાન લગાવેજી,
બારે ભાવના સૂધી ભાવે, સાગર પાર ઉતારેજી;
ષટ્ખંડ રાજકું દૂર તજીને, ચક્રી સંજમ ધારેજી,
એહવો ચારિત્રપદ નિત વંદો, આતમ ગુણ હિતકારેજી. ૮

ઇચ્છારોધન તપ તે ભાખ્યો, આગમ તેહનો સાખીજી,
દ્રવ્યભાવસેં દ્વાદશ દાખી, જોગસમાધિ રાખીજી;
ચેતન નિજગુણ પરણિત પેખી, તેહીજ તપ ગુણ દાખીજી,
લબ્ધિ સકલનો કારણ દેખી, ઈશ્વર સેમુખ ભાપીજી. ૯

ઉપર પ્રમાણે વિધિ પૂર્ણ કરીને અવિધિ આશાતનાનો મિચ્છામિ દુક્કડં દેવો. આ પૂજા વિગેરે વિધિ મધ્યાન્હ અગાઉ કરીને પછી આંબિલ કરવું. ગુણણું, કાઉસ્સગ્ગ, ખમાસમણાદિમાંથી સવારે બાકી રહ્યું હોય તે બપોરે કરવું.

ઉપર જણાવ્યા પ્રમાણે દરરોજ નવપદની પૂજામાંથી એકેક પૂજા ભણાવવી. અને નવમે દિવસે નવેપદજીની પૂજા ભણાવવી. પારણાને દિવસે તે અથવા સત્તરભેદી પૂજા ભણાવવી. ફળ નૈવેદ્ય વિશેષે ધરવું. પરમાત્માની આંગી પૂજા સવિશેષે કરવી અને એક બાજોઠ ઉપર નવપદનું મંડળ, પાંચે વર્ણના ચોખા રંગીને પૂરવું.

# બીજો વિભાગ.

## શ્રીપાલરાજાનો રાસ સચિત્ર ભાષાંતર સહિત.

તથા

પરિશિષ્ટો-સ્નાત્રો-પૂજાઓ, ઉજમણા વિધિ વિગેરે.

# સારી લાઇબ્રેરી કેમ થઈ શકે ?



( આ સભાના લાઇફ મેમ્બર થવાથી )

ગયા ઓગણચાલીશ વર્ષમાં લાઈફ મેમ્બરોને અમારા તરફથી પ્રસિદ્ધ થયેલા સેંકડો ગ્રંથો ભેટ મળતાં તેઓ એક સારી લાઇબ્રેરી કરી શકયા છે. આ લાભ કોઇપણ જૈન શ્રીમાને કે સંસ્થાએ ભુલવાનો નથી. રિપોર્ટ અને સૂચીપત્ર મંગાવી ખાત્રી કરો.

લખો:—શ્રી જૈન આત્માનંદ સભા.

ભાવનગર—( કાઠીયાવાડ. )

પ્રકાશક:-શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.



પ્રાચીન જૈન સાહિત્યના સંશોધક અને સંપાદક—
તથા જૈન જ્ઞાનમંદિરોના સંસ્થાપક—



પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજ.



કરતાં-તેમનો જાપ જપતાં દુષ્ટ વિઘ્નો જે છે તે સર્વ નાશ પામી જાય છે, અને મારા પોતાના ગુરૂના ચરણકમળોને નમસ્કાર કરતાં જગતમાં યશવધે છે. (૧-૨.)

ગુરૂગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ,
શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઈણિ પરેં દે ઉપદેશ. ૩

ઉપગારી અરિહંત પ્રભુ, સિદ્ધ ભજો ભગવંત,
આચારિજ ઉવઝાય તિમ, સાધુ સકલ ગુણવંત. ૪

દરિસણ દુર્લભ જ્ઞાનગુણ, ચારિત્ર તપ સુવિચાર,
સિદ્ધચક્ર એ સેવતાં, પામી જેં ભવપાર. ૫

ઈહભવ પરભવ એહથી, સુખ સંપદ સુવિશાલ,
રોગ સોગ રૌરવ ટળે, જિમ નરપતિ શ્રીપાલ. ૬

પૂછે શ્રેણીકરાય પ્રભુ, તે કુણ પુન્ય પવિત્ર,
ઈંદ્રભુતિ તવ ઉપદિશે, શ્રી શ્રીપાલચરિત્ર. ૭

એવો ક્રમ-નિયમ છે કે કોઈપણ ગ્રંથની શરૂઆત કરતાં તે પૂર્ણ થતાં સુધીમાં કોઈપણ વિઘ્નો ન આવે માટે પ્રથમ દેવ, ગુરૂને નમસ્કાર કરી પછી ગ્રંથ શરૂ કરવામાં આવે છે. તે પ્રમાણે ઉપર મુજબ મંગળાચરણ કરી આ ગ્રંથના કર્ત્તા શ્રીપાળમહારાજાનો રાસ હવે શરૂ કરે છે.

તે કાળમાં તે સમયે શ્રીમાન્ **મહાવીર** પરમાત્માનો આદેશ થતાં મુખ્ય ગણધર **શ્રી ગૌતમસ્વામી** રાજગૃહીનગરીએ પધાર્યા.

રાજગૃહીનગરી તે વખતે મગધદેશની મુખ્ય રાજધાની ગણાતી હતી. ગુરૂ શ્રી ગૌતમસ્વામીના પધારવાની શ્રેણિકરાજાને જાણ થતાં સપરિવાર અને ભાવિક જનો સાથે ગૌતમગુરૂ પાસે આવી યથાયોગ્ય વંદન કરી યોગ્ય સ્થળે બેઠા. પછી ગૌતમસ્વામી નીચે પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.

બાર ગુણોએ બિરાજમાન કેવળ જ્ઞાન અને કેવળ દર્શનધારી એવા જે

॥ ॐ ह्रीँ श्री सिद्धचक्राय नमः ॥

॥ श्री न्यायांभोनिधि श्रीमद्विजयानंदसूरिश्वरपादपद्मेभ्यो नमः

શ્રી નવપદમાહાત્મ્ય ગર્ભિત—

# श्रीपाल राजानो रास.

## ( સચિત્ર. )

( મૂળ, ભાષાંતર તથા શ્રીસિદ્ધચક્રજીના આરાધનની વિધિ, વિધાન તથા પૂજાઓ સહિત. )

### ( મંગલાચરણ. )

( દોહરા–૭૬. )

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરિ સુપસાય,
સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂર મનોરથ માય. ૧

અલિય વિઘન સવિ ઉપશમે, જપતાં જિન ચોવીશ,
નમતાં નિજગુરૂ પયકમલ, જગમાં વધે જગીશ. ૨

ગ્રંથની શરૂઆત કરતાં પ્રથમ ગ્રંથકર્ત્તા શ્રી વિનયવિજયજી મહારાજ મંગળાચરણ કરવા માટે શ્રી જિનેશ્વરદેવોની વાણી–દેવી જે સરસ્વતી તેની પ્રાર્થના કરતાં કહે છે કે, કવિયોના મનોરથો પૂર્ણ કરવા માટે કલ્પવેલી સમાન હે ! સરસ્વતી માતા ! શ્રી સિદ્ધચકજી મહારાજના ગુણગાન કરવા માટે મારા ઉપર આપ કૃપા કરી મારા તે મનોરથો પૂર્ણ કરો.

ત્યારબાદ કવિરાજ શ્રી દેવગુરૂને નમસ્કાર કરતાં થકાં કહે છે કે, ચોવીશ [illegible] સુધી ) ને નમસ્કાર

॥ ॐ ह्रीँ श्री सिद्धचक्राय नमः ॥

॥ श्री न्यायांभोनिधि श्रीमद्विजयानंदसूरिश्वरपादपद्मेभ्यो नमः

શ્રી નવપદમાહાત્મ્ય ગર્ભિત—

# श्रीपाल राजानो रास.

( સચિત્ર. )

( મૂળ, ભાષાંતર તથા શ્રીસિદ્ધચક્રજીના આરાધનની વિધિ, વિધાન તથા પૂજાઓ સહિત. )

( મંગલાચરણ. )

( દોહરા-છંદ. )

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરિ સુપસાય,
સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂર મનોરથ માય. ૧

અલિય વિઘન સવિ ઉપશમે, જપતાં જિન ચોવીશ,
નમતાં નિજગુરૂ પયકમલ, જગમાં વધે જગીશ. ૨

ગ્રંથની શરૂઆત કરતાં પ્રથમ ગ્રંથકર્ત્તા શ્રી વિનયવિજયજી મહારાજ મંગળાચરણ કરવા માટે શ્રી જિનેશ્વરદેવોની વાણી–દેવી જે સરસ્વતી તેની પ્રાર્થના કરતાં કહે છે કે, કવિયોના મનોરથો પૂર્ણ કરવા માટે કલ્પવેલી સમાન હે ! સરસ્વતી માતા ! શ્રી સિદ્ધચક્રજી મહારાજના ગુણગાન કરવા માટે મારા ઉપર આપ કૃપા કરી મારા તે મનોરથો પૂર્ણ કરો.

ત્યારબાદ કવિરાજ શ્રી દેવગુરૂને નમસ્કાર કરતાં થકાં કહે છે કે, ચોવીશ જિનેશ્વરો ( શ્રી આદિનાથપ્રભુથી લઈ શ્રી મહાવીર ભગવંતો સુધી ) ને નમસ્કાર

॥ ॐ ह्रीँ श्री सिद्धचक्राय नमः ॥

॥ श्री न्यायांभोनिधि श्रीमद्विजयानंदसूरिश्वरपादपद्मेभ्यो नमः

શ્રી નવપદમાહાત્મ્ય ગર્ભિત—

# श्रीपाल राजानो रास.

( સચિત્ર. )

( મૂળ, ભાષાંતર તથા શ્રીસિદ્ધચક્રજીના આરાધનની

વિધિ, વિધાન તથા પૂજાઓ સહિત. )

( મંગલાચરણ. )

( દોહરા-૭૬. )

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરિ સુપસાય,
સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂર મનોરથ માય. ૧

અલિય વિઘન સવિ ઉપશમે, જપતાં જિન ચોવીશ,
નમતાં નિજગુરૂ પયકમલ, જગમાં વધે જગીશ. ૨

ગ્રંથની શરૂઆત કરતાં પ્રથમ ગ્રંથકર્ત્તા શ્રી વિનયવિજયજી મહારાજ મંગળાચરણ કરવા માટે શ્રી જિનેશ્વરદેવોની વાણી-દેવી જે સરસ્વતી તેની પ્રાર્થના કરતાં કહે છે કે, કવિયોના મનોરથો પૂર્ણ કરવા માટે કલ્પવેલી સમાન હે ! સરસ્વતી માતા ! શ્રી સિદ્ધચક્રજી મહારાજના ગુણગાન કરવા માટે મારા ઉપર આપ કૃપા કરી મારા તે મનોરથો પૂર્ણ કરો

ત્યારબાદ કવિરાજ શ્રી દેવગુરૂને નમસ્કાર કરતાં થકાં કહે છે કે, ચોવીશ જિનેશ્વરો ( શ્રી આદિનાથપ્રભુથી લઈ શ્રી મહાવીર ભગવંતો સુધી ) ને નમસ્કાર

કરતાં-તેમનો જાપ જપતાં દુષ્ટ વિઘ્નો જે છે તે સર્વ નાશ પામી જાય છે, અને મારા પોતાના ગુરૂના ચરણકમળોને નમસ્કાર કરતાં જગતમાં યશવધે છે. (૧-૨.)

ગુરૂગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ,
શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઈણિ પરેં દે ઉપદેશ. ૩

ઉપગારી અરિહંત પ્રભુ, સિદ્ધ ભજો ભગવંત,
આચારિજ ઉવઝાય તિમ, સાધુ સકલ ગુણવંત. ૪

દરિસણ દુર્લભ જ્ઞાનગુણ, ચારિત્ર તપ સુવિચાર,
સિદ્ધચક્ર એ સેવતાં, પામી જેં ભવપાર. ૫

ઈહભવ પરભવ એહથી, સુખ સંપદ સુવિશાલ,
રોગ સોગ રૌરવ ટળે, જિમ નરપતિ શ્રીપાલ. ૬

પૂછે શ્રેણીકરાય પ્રભુ, તે કુણ પુન્ય પવિત્ર,
ઈંદ્રભુતિ તવ ઉપદિશે, શ્રી શ્રીપાલચરિત્ર. ૭

એવો ક્રમ-નિયમ છે કે કોઈપણ ગ્રંથની શરૂઆત કરતાં તે પૂર્ણ થતાં સુધીમાં કોઈપણ વિઘ્નો ન આવે માટે પ્રથમ દેવ, ગુરૂને નમસ્કાર કરી પછી ગ્રંથ શરૂ કરવામાં આવે છે. તે પ્રમાણે ઉપર મુજબ મંગળાચરણ કરી આ ગ્રંથના કર્ત્તા શ્રીપાળમહારાજાનો રાસ હવે શરૂ કરે છે.

તે કાળમાં તે સમયે શ્રીમાન્ **મહાવીર** પરમાત્માનો આદેશ થતાં મુખ્ય ગણધર **શ્રી ગૌતમસ્વામી** રાજગૃહીનગરીએ પધાર્યા.

રાજગૃહીનગરી તે વખતે મગધદેશની મુખ્ય રાજધાની ગણાતી હતી. ગુરૂ શ્રી ગૌતમસ્વામીના પધારવાની શ્રેણિકરાજાને જાણ થતાં સપરિવાર અને ભાવિક જનો સાથે ગૌતમગુરૂ પાસે આવી યથાયોગ્ય વંદન કરી યોગ્ય સ્થળે બેઠા. પછી ગૌતમસ્વામી નીચે પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.

બાર ગુણોએ બિરાજમાન, કેવળ જ્ઞાન અને કેવળ દર્શનધારી એવા જે

**અરિહંતપ્રભુ** કે જેઓશ્રી અનેકસ્થાનોએ વિચરી ભવ્ય જીવોના ઉપર અનંત ઉપકાર કરી રહ્યા છે તે અરિહંત મહારાજ (૧) તથા આઠે કર્મોનો ક્ષય કરી આઠ ગુણે કરી સહિત જે મોક્ષમંદિરમાં પધારેલ છે એવા **સિદ્ધભગવંત,** (૨) તેમ જ છત્રીશ ગુણે કરી સહિત એવા **આચાર્યમહારાજ** (૩) પચીશ ગુણોયુક્ત જે ભણે અને ભણાવે એવા **ઉપાધ્યાયજીમહારાજ** (૪) અને સત્યાવીશ ગુણે કરી શોભિત **સર્વ મુનિમહારાજ** (૫) એ પાંચ પરમેષ્ઠિ કે પ્રથમ બે દેવ-પ્રભુ અને પછીના ત્રણ ગુરૂમહારાજ કે જે સકળ ગુણે કરી સહિત છે તે પાંચે પદોનું નિરંતર ભજન-સ્મરણ-ધ્યાન કરો

જે ફરસવું-પામવું અતિ દુર્લભ છે એવું **સમકિત દર્શન** કે જેના વિના જ્ઞાન, ચારિત્ર અને તપની ગણના થતી નથી અને ભવ્યાત્માઓ પણ સમ્યકત્વવાળા જ ગણાય છે, તે છઠ્ઠું પદ, સાતમું **જ્ઞાનપદ** આઠમું **ચારિત્રપદ** અને નવમું **તપપદ** આ ચાર ગુણો અને પ્રથમના પાંચ પદો * ગુણી કહેવાય છે એ નવેપદોનું સુંદર વિચારોવડે કષાયો રહિત થઇ, ચિત્તની નિર્મળતાએ ગુરૂએ બતાવેલ વિધિપૂર્વક હે ભવ્ય જીવો! તમો આરાધન કરો-સેવો આ નવ પદ તે શ્રી સિદ્ધચક્રજી છે તેમનું આરાધન કરનાર પ્રાણી આ સંસારસમુદ્રનો પાર પામે છે

* ઉપર જે ગુણી અને ગુણો બતાવ્યા તેનો અભેદ સંબંધ આત્મા સાથે ધરી શકે છે

**નવપદજી અને આત્મા.**

દ્રવ્ય ગુણ અને પર્યાયની દૃષ્ટિએ આત્મા એ જ અરિહંત છે, કેમકે અરિહંતનો આત્મા પ્રથમ આપણી જેવો જ બહિરાત્મા હતો, પરંતુ તેમણે આત્મજાગૃતિ કરી ચાર ઘાતિ કર્મોને પ્રચંડ બળથી અળગ કર્યાં અને આત્મારૂપ દ્રવ્યમાં જ્ઞાનદર્શનાદિ ગુણો અગુરૂ-લઘુ પર્યાય સ્વરૂપે પ્રગટાવ્યા જેથી તદનુસાર વર્તન કરવાથી આપણી અને તેની વચ્ચેનો ભેદનો છે થતાં આપણે પણ અરિહંત રૂપ થઈ શકીએ છીએ તેવી જ રીતે સિદ્ધ ભગવાન થવાની સત્તા આપણા આત્મામાં સંગ્રહનયની અપેક્ષાએ છે તેમના દ્રવ્ય, ગુણ પર્યાયનું ધ્યાન કરતા આત્મા શુભ પ્રવૃત્તિવડે સિદ્ધ થઈ શકે છે કેમકે તે સત્તા વ્યક્ત કરવાની કળા (Practice) ની જરૂર છે આ રીતે પંચ પ્રસ્થાન પ્રાપ્ત કરેલા અને પંચાચારનું પાલન કરનાર આચાર્યભગવાન્ દ્વાદશાંગીનું અધ્યયન કરતા કરાવતા સમર્થ ઉપાધ્યાયભગવાન્ અને સદા અપ્રમત્તપણે ચારિત્રનું પાલન કરતા સાધુભગવાનના દ્રવ્ય ગુણ અને પર્યાયનું ચિંતન કરતા તે તે પદોનો અધિકારી પ્રત્યેક આત્મા થઈ શકે છે દર્શન જ્ઞાન ચારિત્ર અને તપરૂપ આત્મા ગુણોનો વિકાસ દ્રવ્ય ગુણ પર્યાયના ચિંતન રૂપે આ રીતે અનુભવી શકે છે આત્મા પોતે દ્રવ્યરૂપ છે પૂર્વોક્ત ચારે ગુણો છે, જેમાં અનુક્રમે શ્રદ્ધાબળ જ્ઞાનબળ વિશુદ્ધાચરણબળ અને ઇંદ્રિયસંયમરૂપ અથવા વિનાશી ઉપરનું અંકુશબળ આત્મા ફોરવે છે, જ્ઞાન, ચારિત્ર અને તપના અનેક પ્રકારો જુદા જુદા પર્યાયરૂપે

આ નવપદજીની સેવનાથી આ ભવ તથા પરભવને વિષે અત્યંત મ્હોટા વિશાળ સુખ, વૈભવ, સંપદા પામીયે, તથા કોઈ પણ પ્રકારનો રોગ, શોક, અને મહા ભયંકર દુષ્કાળ વગેરેના ભયો તથા છેવટે નરકના મહા દુઃખો તેનો પણ નાશ થાય છે. જેમ શ્રીપાલ રાજાએ આ નવપદના આરાધન–સેવન કરવાથી આરોગ્ય, ઋદ્ધિ, સિદ્ધિ, સંપદા અને ઉત્તમ ગતિને પામ્યા તેમ ભવ્યજનો તમે પણ પામો.

આ પ્રમાણે ગૌતમ ગુરૂના મુખથી સાંભળી શ્રેણિક રાજાએ કહ્યું હે પ્રભુ! એ પુણ્યાત્મા, પવિત્ર પુરૂષ શ્રીપાળ મહારાજ કોણ હતા! તેમણે કેવી રીતે શ્રી નવપદજી મહારાજના આરાધનથી સુખ, સંપદા, ઉત્તમગતિ પ્રાપ્ત કરી તે વિસ્તારથી સંભળાવવા કૃપા કરો. તે વખતે ઇંદ્રભૂતિ–ગૌતમસ્વામી મહારાજે શ્રેણિક રાજા પ્રમુખને કલ્યાણરૂપ એવું શ્રીપાળ રાજાનું ચરિત્ર કહેવા લાગ્યા. (૩–૭.)



છે, જે જે પર્યાયોવડે આત્મા પોતાના કાર્યની સફળતા પ્રાપ્ત કરી શકે તે તે પર્યાયો પોતપોતાના પ્રયોગોમાં વાપરી શકે છે. આ રીતે આત્મા દ્રવ્ય, ગુણ અને પર્યાયના ચિંતન દ્વારા અને પછીથી પ્રવૃત્તિ દ્વારા પોતાનામાં અનેક ગુણોનો વિકાસ કરી શકે છે, વિશુદ્ધ ચારિત્રબળ સંપાદન કરે છે. અને રસેંદ્રિય અને સ્પર્શેંદ્રિય વગેરે ઉપર સજ્જડ કાબુ સંપાદન કરે છે; મતલબ કે પ્રયાસથી સફળતા મેળવતાં **'જિન સ્વરૂપ થઈ જિન આરાધે તે સહી જિનવર હોવે રે'** એ શ્રીમદ્ આનંદઘનજીના વચનાનુસાર સાધક આત્મા નવપદો સાથે આત્માનો અભેદ સંબંધ પ્રકટાવે છે. આ રીતે શ્રી નવપદજી બે રીતે (દ્રવ્ય-ભાવ પ્રકારે) આરાધન થઈ શકે છે; અને તેવી જ રીતે શ્રીપાળમહારાજે આરાધન કર્યું હતું જેથી તેમના સર્વ રોગો દૂર થતાં, અનેક સુખસંપત્તિ પ્રાપ્ત કરી છેવટે સદ્ગતિના ભાજન થયા અને છેવટે મોક્ષ પણ પ્રાપ્ત કરશે.



( ઢાળ પહેલી–દેશી લલના )

**દેશ મનોહર માળવો, અતિ ઉન્નત અધિકાર–લલના,**
**દેશ અવર માનુ ચિહું દિશે, પરવરિયા પરિવાર–લલના.**
**દેશ મનોહર માળવો. ૧**

**તસશિરમુગટ મનોહરૂ, નિરૂપમ નયરી ઉજેણુ–લલના,**
**લખમી લીલા જેહની, પાર કલીજે કેણુ ! લલના.**
**દેશ મનોહર માળવો. ૨**

**સરગપુરી સરગે ગઈ, આણી જસ આશંક–લલના,**
**અલકાપુરી અલગી રહી, જલધિ ઝંપાવી લંક–લલના.**
**દેશ મનોહર માળવો. ૩**

તે સમયમાં પોતાના ગૌરવ અને સંપત્તિથી ઉન્નત થયેલ બીજા સર્વ દેશોથી વધારે સમૃદ્ધિવાન એવો **માલવ** દેશ છે; કે જે સર્વ દેશોના મધ્યમાં આવેલ છે એટલે કે તેની ચારે બાજુએ આવેલ બીજા દેશો જાણે કે આ માલવ દેશનો પરિવાર હોય તેમ શોભતો હતો એ ચારે બાજુના દેશો અને તેના નગરો કરતાં વૈભવ, સમૃદ્ધિ, સંપદા, ગૌરવ, રસકસ, પવિત્ર તીર્થો, અને અનેક ચમત્કારોથી વિશેષ અલંકૃત હતો કે જેથી જોનારને આનંદ ઉપજાવનાર તે માલવ દેશ હતો. ( ૧ )

જેમ મસ્તકને વિષે મુકુટ શોભે તેમ તે માલવ દેશના મસ્તકને વિષે મુકુટ સમાન અને જેને કોઇ વસ્તુની ઉપમા આપી શકાય નહિં, જેની સરખામણી–બરોબરી–મુકાબલો થઇ શકે નહિં અને તેની લક્ષ્મીની લીલાનો કોઈપણ પાર પામી શકે નહિં–કળી શકે નહિ તેવી તે દેશની ઉજ્જયણી નામે નગરી છે.

આ ઉજ્જયણી નગરીની શોભા–રચના જોઇને સ્વર્ગપુરીએ વિચાર કર્યો કે જો હું અહિં રહીશ તો મારી કોઈ ગણત્રી કરશે નહિ, એવી મનમાં શંકા

લાવી તે સ્વર્ગમાં જતી રહી. અલકાપુરી નગરી પણ આ ઉજ્જયણી નગરીની ૠદ્ધિ, સિદ્ધિ, મનોહરતા જોઇ તે પણ આ નગરીથી અળગી દૂર જઇ બેઠી. અને લંકા નગરી પણ આ ઉજ્જયણી નગરીનો વૈભવ જોઇ, ઇર્ષાથી તપી જઈ તેનો પ્રતાપ ન જોઇ શકવાથી શાંતિ પામવા સમુદ્રમાં જઇને પડી. મતલબકે તે વખતે ઉજ્જયણી નગરી સંપૂર્ણ વૈભવના શિખર ઉપર હતી કે જેની સરખામણીમાં તે વખતે બીજી કોઇ નગરી નહોતી (૧-૩.)

પ્રજાપાલ પ્રતપે તિહાં, ભૂપતિ સવિ સરદાર-લલના,
રાણી સૌભાગ્યસુંદરી, રૂપસુંદરી ભરતાર-લલના.
દેશ મનોહર માળવો. ૪

સહેજે સોહગસુંદરી, મન માને મિથ્યાત-લલના,
રૂપસુંદરી ચિત્તમાં રમે, સૂધી સમકિત વાત લલના.
દેશ મનોહર માળવો. ૫

સુરપરેં સુખ સંસારનાં, ભોગવતાં ભૂપાલ-લલના,
પુત્રી એકેકી પામિયે, રાણી દોય રસાલ-લલના.
દેશ મનોહર માળવો. ૬

એક અનૂપમ સુરલતા, વાધે વધતે રૂપ-લલના,
બીજી બીજ તણી પરે, ઈંદુકળા અભિરૂપ-લલના.
દેશ મનોહર માળવો. ૭

સોહગ્ગદેવી સુતાતણું, નામ ઠવે નરનાહ-લલના,
સુરસુંદરી સોહામણી, આણી અધિક ઉચ્છાહ-લલના.
દેશ મનોહર માળવો.

**રૂપસુંદરી રાણી તણી પુત્રી પાવન અંગ-લલના,**
**નામ તાસ નરપતિ ઠવે, મયણાસુંદરી મનરંગ-લલના.**
**દેશ મનોહર માળવો. ૯**

તે ઉજ્જયણી નગરીના સિંહાસન ઉપર સર્વ રાજાઓનો શિરોમણિ-સરદાર એવો **પ્રજાપાલ** નામનો રાજા રાજ્ય કરતો હતો કે જે ધર્મ તથા પ્રજાનું પાલન યોગ્ય રીતે કરતો હતો; એ રાજાને બે રાણીઓ હતી. એકનું નામ **સૌભાગ્યસુંદરી** બીજીનું નામ **રૂપસુંદરી.** સૌભાગ્યસુંદરી સ્વભાવથી જ મિથ્યાત્વધર્મને માનનારી હતી, જ્યારે રૂપસુંદરીના ચિત્તમાં અમૃતરૂપી સમકિત રમી રહ્યું હતું એટલે સમ્યક્ત્વ ધર્મનું પાલન કરતી હતી. સ્વર્ગના દેવતાની પેઠે એ રાજા બંને રાણીઓની સાથે સંસાર સુખ ભોગવતાં બંને રાણીઓએ અકેક સુંદર પુત્રીનો જન્મ આપ્યો. બંને કુંવરીઓમાંથી એક કુંવરી કોઇની પણ ઉપમા ન આપી શકાય એ રીતે ઉમર સાથે રૂપમાં વધતી જતી, જ્યારે બીજી કુંવરી શુકલપક્ષના બીજના ચંદ્રમાની કળાની જેમ વધતી હતી. સૌભાગ્યસુંદરીની કુંવરીનું અધિક ઉત્સાહ લાવી રાજાએ **સુરસુંદરી** એવું શોભાયમાન નામ આપ્યું અને રાણી રૂપસુંદરીની પુત્રી કે જેના અંગોપાંગ સર્વ પવિત્ર છે તેનું રાજાએ મનને આનંદ પમાડે તેવું **મયણાસુંદરી** નામ આપ્યું. (૪-૯)

**વેદ વિચક્ષણ વિપ્રને, સોંપે સોહગ્ગદેવી-લલના,**
**સકલ કળા ગુણ શીખવા, સુરસુંદરીને હેવી-લલના**
**દેશ મનોહર માળવો. ૧૦**

**મયણાને માતા ઠવે, જિનમત પંડિત પાસ-લલના,**
**સાર વિચાર સિદ્ધાંતના, આદરવા અભ્યાસ-લલના.**
**દેશ મનોહર માળવો. ૧૧**

**ચતુર કળા ચોસઠ ભણી, તે બેઉ બુદ્ધિ નિધાન-લલના,**
**શબ્દશાસ્ત્ર સવિ આવડયાં, નામ નિઘંટુ નિદાન. લલના.**
**દેશ મનોહર માળવો. ૧૨**

કવિત કળા ગુણ કેળવે, વાજિંત્ર ગીત સંગીત-લલના,
જયોતિષ વૈદ્યક વિધિ જાણે, રાગ રંગ રસરીત-લલના.
દેશ મનોહર માળવો. ૧૩

સોળ કળા પૂરણ શશિ, કરવા કલા અભ્યાસ-લલના,
જગતિ ભમે જસમુખ દેખી, [1]ચોસઠ કળા વિલાસ
લલના. દેશ મનોહર માળવો. ૧૪

તે રાજકન્યાઓ વિદ્યાભ્યાસ કરવાને માટે લાયક ઉમરની થઈ ત્યારે સૌભાગ્યસુંદરીએ પોતાની સુરસુંદરી પુત્રીને સ્ત્રીઓની સકળકળા અને ગુણોમાં પ્રવીણ થવા માટે વેદશાસ્ત્રોના પારંગત એવા વિદ્વાન્ બ્રાહ્મણને સોંપી, જ્યારે રૂપસુંદરીએ પોતાની મયણાસુંદરીને જૈન સિદ્ધાંતો વગેરે શિખવા માટે જૈન ધર્મના તત્ત્વજ્ઞાન વગેરેનો જે સારો અભ્યાસી હતો તેને અભ્યાસ કરવા સોંપી.

ઘણો સમય ગયા બાદ જ્યારે તે બંને રાજકુંવરીઓએ પૂર્વ સંચિતવડે ટુંક વખતમાં પોતપોતાના પંડિતો પાસે સ્ત્રીઓની [1]ચોસઠ કળાઓ વગેરે શિખી બુદ્ધિના ભંડાર રૂપ થઇ, વળી અનેક પ્રકારના શબ્દશાસ્ત્રો, વ્યાકરણ, કાવ્યો, નિદાન, નિઘંટુ (સર્વ ઔષધિઓની ઓળખાણ) નામમાળા તેનો પણ અભ્યાસ સારી રીતે કર્યો.

---

૧ નાચવાની, સમયસૂચકતાની, ચિત્ર કહાડવાની, વાજિંત્રો વગાડવાની, મંત્ર તંત્ર જાણવાની, વરસાદ આવવા સંબંધી જ્ઞાનની. ફળ ચુંટવાની, ક્રિયા કેળવી જાણવાની, જ્ઞાનની, વિજ્ઞાનની, કપટ પટુતાની, પાણી થંભાવવાની, ઘરના આચારની, ગાવાની, તાળ-નામાપની, આકૃતિ છુપાવવાની, બગીચામાં ઝાડ ઉછેરવા-રોપવાની, કવિતા કરવાની, વાકું બોલવાની, પુરૂષના લક્ષણ ચેન ઓળખવાની, હાથીના લક્ષણ જાણવાની, ઘોડાઓની પરીક્ષા કરવાની, ઘર-વસ્ત્ર-દેહ સુગંધિત કરવાની, ઉત્પાદબુદ્ધિ-તર્ક દોડાવવાની, શુકન જોવા જાણવાની, ધર્મનો આચાર જાણવાની, આંખના અંજનો જાણવા-આંજવાની, ચૂર્ણ બનાવવાની, સ્હામાને પ્રસન્ન કરવાની, કીમિયો બનાવવાની, ધાતુશુદ્ધિ કરવાની, અલંકારિક ભાષા વાપરી જાણવાની, હાથ ચાલાકીની, સુંદર ચાલ ચાલવાની, સુગંધી તેલો બનાવવાની, ચાકરની કદર જાણવાની, પ્રશ્ન કરવાની, સ્હામાના વચનનું નિરાકરણ કરવાની, વીણા વગાડવાની, ચર્ચાવાદ લડાઇ કરવાની, કટાક્ષના ઉપયોગની, લોકાચારની, સોગઠાં-સેતરંજ રમવાની, રત્ન-મણિ વગેરે પારખવાની, લીપીના ભેદ જાણવાની, વૈદકની, કામચેષ્ટાની, રસોઇની, માથું ગુંથવાની, ચોખા ખાંડવાની, તંબોળ બનાવવાની કથા કહેવાની, ફુલ ગુંથવાની, શૃંગાર સજવાની, બધા દેશોની ભાષા જાણવાની, વ્યાપાર કરવાની, ભોજન કરવાની, અજાણ્યાનું નામ જાણવાની, દાગીના પહેરવાની, સમસ્યા-પાદપૂર્તિ વગેરે જાણવાની, અને વ્યાકરણ સંબંધી જ્ઞાનની; એ સ્ત્રીની ચોસઠ કળાઓ છે.

તેમજ કવિતા કરવાનાં સાહિત્ય સંબંધી કળાઓ જાણવાથી સારી કવિતા-બનાવનારીઓ થઈ, તથા વાજિંત્ર એટલે ચામડાથી મઢવામાં આવતાં નગારાં-નરઘાં-ઢોલક વગેરે, તારથી તૈયાર થએલાં સતાર-સારંગી-તાઉસ-સુંદરી વગેરે, ફૂંકથી વાગનારાં વાંસળી,-શરણાઇ-મોરલી વગેરે અને અર્ધતાલવાળાં-કાંસીજોડા-ઝાંઝ-મંજીરા-જળતરંગ વગેરે સ્વરહીન વાજાં-મતલબમાં જગતની સપાટીમાં વાગનારાં તમામ સાડા ત્રણ જાતિનાં વાજિંત્રો વગાડવા મેળવવાની કળા, તાલ સ્વર સાથેની ગાયન કળા, તથા જ્યોતિષશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર એ બન્નેની રીતિ-ક્રિયાઓ સંબંધી કળા, છ રાગ, છત્રીશ રાગણીનાં રૂપ-છાયા-આરોહ અવરોહ, સહિત તાન પલટા તેના સમય વગેરે અને નવે રસની રીતિ વગેરેમાં કુશળ થઈ-એટલુંજ નહીં, પણ તે બન્ને પ્રવીણ રાજકુમારિકાઓનું મુખ જોવા અને ચોસઠ કળાઓનો વિલાસ શિખવાને માટે સોળ કળાવાળો પુનમનો ચંદ્રમા પણ જંબુદ્વીપની જગતિમાં હમેશાં ભમવા લાગ્યો, કેમકે પોતે ફક્ત સોળ કળાવાળોજ હતો અને તે બન્ને રાજકન્યાઓ તો ચોસઠ કળાવાળીઓ હતી, એથી ચોસઠે કળા શીખવા પ્રતિજ્ઞા કરી ને સદરહુ કુંવરીઓના મ્હોંનાં દર્શન કરવા તથા કળાઓનો અભ્યાસ કરવા ફેરો મારવા લાગ્યો, પરંતુ તેને ક્ષયરોગ લાગુ પડતાં તેના મનની હોંસ મનમાંજ રહી અને પ્રતિજ્ઞા પૂરી ન થતાં હજુ ભમ્યાજ કરે છે, કારણ કે મોટા પુરૂષો જે પ્રતિજ્ઞા કરે છે તે પૂરી થાય તોજ તે બાબતનો ટેક અલગ કરે છે, મતલબ એ કે એવી એ બન્ને રાજબાળાઓ શ્રેષ્ઠ કળાસંપન્ન હતી (૧૧-૧૪)

મયણાસુંદરી મતિ અતિ ભલી, જાણે જિન સિદ્ધાંત લલના,
સ્યાદ્વાદ તસ મન વસ્યો, અવર અસત્ય એકાંત લલના.
દેશ મનોહર માળવો. ૧૫

નય જાણે નવતત્ત્વના, પુદ્‌ગળ ગુણ પર્યાય લલના,
કર્મગ્રંથ કંઠે કર્યા, સમકિત શુદ્ધ સુહાય લલના.
દેશ મનોહર માળવો. ૧૬

સૂત્ર-અર્થ સંઘયણનાં, પ્રવચનસારોદ્ધાર લલના,
ક્ષેત્રવિચાર ખરા ધરે, એમ અનેક વિચાર લલના.
દેશ મનોહર માળવો. ૧૭

રાસ ભલો શ્રીપાળનો, તેહની પહેલી ઢાળ લલના,
વિનય કહે શ્રોતા ઘરે, હોજો મંગળમાળ લલના.
દેશ મનોહર માળવો. ૧૮

**અર્થ:**—જો કે ઉપર કહ્યા પ્રમાણે બન્ને રાજબાળાઓ વ્યવહારિક કેળવણીમાં સમાન હતી, તો પણ ધાર્મિક કેળવણીમાં તે બન્ને વચ્ચે જબરો તફાવત હતો, એટલે કે મયણાસુંદરીની બુદ્ધિ ધર્મતત્ત્વની બારીકી જાણવા–માનવામાં ઘણીજ સારી હતી, કેમકે તે જિનેશ્વર દેવના પ્રરૂપેલાં સિદ્ધાંતો જાણતી હતી, અને તેથી તેણીના મનમાં નિશ્ચય, વ્યવહાર, ઉત્સર્ગ, અને અપવાદ–એ રૂપ સ્યાદ્વાદ શૈલી વાસ કરી રહી હતી, અને બીજા [1]એકાંતવાદીઓના માર્ગ તથા કથનને અસત્ય જુઠાં માનતી હતી તેમજ નવતત્ત્વ કે જે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ કહેલા છે, તેઓના નિશ્ચય અને વ્યવહાર નય સહિત ભેદ જાણનારી હતી, તથા પુદ્ગળ દ્રવ્યના ગુણ, પર્યાય વગેરે અને કર્મગ્રંથ કે જેઓમાં કર્મસંબંધી પ્રકૃતિ વગેરેના બારિક વિચારો છે તે, તથા મૂળ પાઠ સહિત સંઘયણીના અર્થ, પ્રવચનસારોદ્ધાર અને ક્ષેત્ર સંબંધી વિચારોથી પરિપૂર્ણ ક્ષેત્રસમાસ પ્રકરણ વગેરે વગેરે અનેક વિચારના અર્થો સારી પેઠે વાંચી વિચારી મનન કરી મુખપાઠ કરી લીધા હતા, તેથી તેણી શુદ્ધ સમકિતવડે શોભાવંત થઈ હતી, અર્થાત્ તેણીને શુદ્ધ સમ્યક્ત્વ દર્શનનીજ વાત પસંદ હતી, અને સુરસુંદરી, તેણીના તત્ત્વજ્ઞાનથી તદ્દન વિરૂદ્ધ વિચાર ધરાવતી હોવાને લીધે તે બન્નેની અંતરંગ વૃત્તિમાં બહુજ અંતર હતો. આ શ્રીપાળરાજાના રાસની પહેલી ઢાળ છે, કવિ વિનયવિજયજી ઉપાધ્યાય કહે છે કે–હું અંતઃકરણપૂર્વક ચાહું છું કે આ રાસ સાંભળનારાઓને ઘેર મંગળીકમાળા થજો. ૧૫–૧૮

---

[1] નિશ્ચય અગર વ્યવહાર વગેરેમાંથી એકજ બાબતને પકડી રાખી મત ખીંચનારા અન્ય દર્શનિયોના ધર્મોને.

(દોહરા છંદ)

એક દિન અવનિપતિ ઈસ્યો, આણી મન ઉલ્લાસ,
પુત્રીનું જોઉં પારખું, વિદ્યા વિનયવિલાસ. ૧
સભામાંહે શણગાર કરી, બોલાવી બેહુ બાળ,
આવી અધ્યાપક સહિત, મોહન ગુણમણિમાળ. ૨
અર્થ અગોચર શાસ્ત્રના, પૂછે ભૂપતિ જેહ,
બુદ્ધિબળે બેહુ બાલિકા, આપે ઉત્તર તેહ. ૩
અધ્યાપક આણંદિયા, સજન સવે સુખ પાય,
ચતુર લોક ચિત ચમકિયાં, ફળ્યા મનોરથ માય. ૪
વિનય વલ્લભ નિજ બાળની, શાસ્ત્ર સુકોમલ ભાખ.
સરસ જિસી સહકારની, સાકર સરસી સાખ. ૫

અર્થઃ—એક દિવસ પ્રજાપાળ રાજેંદ્રને ઉલ્લાસ ઉત્પન્ન થતાં "સુરસુંદરી અને મયણાસુંદરી કે જે વિદ્યા અને વિનયવિલાસથી નિપુણ થયેલ છે, તેઓની પરીક્ષા લેવા વિચાર થયો. એ વિચારને અમલમાં. મૂકવા નિમેલે દિવસે કુમારિકાઓને લાયક શૃંગાર સજાવી રાજસભામાં બોલાવવા હુકમ કર્યો. એટલે ગુણ રૂપ મણિની મનમોહક માળા સરખી વિનયશીલ કુંવરીઓ પણ પોતપોતાના વિદ્યાગુરૂ સહિત ત્યાં હાજર થઈ રાજેંદ્રે પરીક્ષા લેવી શરૂ કરી ને જે શાસ્ત્રના અર્થોની, સાધારણ ભણેલાને ખબર ન પડી શકે તેવા અર્થભર્યા જે જે પ્રશ્નો પૂછ્યા, તેના તુરતજ તે બન્ને કુંવરીઓએ પોતાના બુદ્ધિબળ વડે ઉત્તરો આપ્યા. એ ઉત્તરો સાંભળીને વિદ્યા ભણાવનારા અધ્યાપકોને તથા રાજાને આનંદ થયો, કેમકે તેઓની મહેનત સફલ થઈ જણાઈ, તથા સભામાં બેઠેલા ચતુર લોકોનાં ચિત્ત ચકિત થઈ ગયાં. તેઓએ જાણ્યું કે "વાહ! શું ન્હાની વયમાં વિદ્યાસંપાદન કરી છે! ધન્ય છે એમના બુદ્ધિબળને!!" અને કુંવરીઓની માતાઓના પણ મનોરથ ફળ્યા, એથી તેઓ

પણ પ્રસન્ન ચિત્તવંત થઇ. સહુને વિશેષ આનંદ થવાનાં સ્વાભાવિક કારણો એજ હતાં કે એક તો ન્હાની ઉમર, બીજું રાજ્યમહાલયમાં મહાન્ સુખમાં ઉછરેલી બાલીકાઓ, ત્રીજું મહારૂપવંત, ચોથું વસ્ત્રાલંકારની જોઇએ તેવી ગોઠવણ, અને પાંચમું વિનય સહિત વિદ્વત્તાભર્યા ઉત્તરો મળવા આવાં કારણોને લીધે તેઓ પ્રત્યે બધાઓને વ્હાલ ઉપજે એમા નવાઇ શી? અને પ્રજાપાળને પણ એ વિનય સહિત વ્હાલી લાગનારી પોતાની કુમારિકાઓને શાસ્ત્ર-વિદ્યા વડે સુકોમળ લાગનારી વાણી હોવાથી, જેમ સુંદર રસ સહિત પાકેલી આંબાની શાખ અને તેમા વળી સાકર મેળવતાં બહુ મીઠી લાગે, તેમ વિશેષ મીઠી લાગતી હતી (૧-૫)

(ઢાળ બીજી રાગ ધોરણી-પુણ્યપ્રશંસીયે-એ દેશી)

પ્રશ્નોત્તર પૂછે પિતારે, આણી અધિક પ્રમોદ,
મન લાગે અતિ મીઠડાંરે, બાળક વચન વિનોદરે,
વત્સ વિચારજો. દેઇ ઉત્તર એહરે, શંસય વારજો. ૧
કુણ લક્ષણ જીવિતતણુંરે ? કુણ મનમથ ઘરનારિ?
કુસુમ કુણ ઉત્તમ કહ્યુંરે ? પરણી શું કરે કુમારિરે,
વત્સ વિચારજો. ૨
એકે વયણે એહનોરે, ઉત્તર એણીપરે થાય;
સુરસુંદરી કહે તાતજીરે, સુણજો "સાસરે જાય"રે, નૃપ
અવધારજો. અરથ સુણી અમ એહરે, મહત્વ વધારજો. ૩

અર્થ:—મનમાં અધિક હર્ષ લાવીને પ્રજાપાળ રાજા ફરી પ્રશ્ન પૂછવા લાગ્યો, કેમકે વિનય વિદ્યાથી બાલીકાના વચનનો વિનોદ બહુજ મીઠો-પ્યારો લાગતો હતો, જેથી કહેવા લાગ્યો કે-"હે વત્સ! તમો તમારા દિલમાં વિચારો અમે જે પ્રશ્નો પૂછીએ તેના ઉત્તરો આપીને અમારા મનના શંસય દૂર કરજો." આ પ્રમાણે કહી પ્રથમ સુરસુંદરીને પૂછ્યું કે-"જીવવાની નિશાની શી?



રાજા પ્રજાપાળ તથા રાણી રૂપસુંદરી પોતાની રાજસભામાં પોતાની પુત્રીઓ મયણાસુંદરી
તથા સુરસુંદરીની અધ્યાપકની હાજરીમાં પરિક્ષા કરે છે

કામદેવની સ્ત્રી કઇ? કુલોમાં ઉત્તમ કુલ કયું? અને કુંવારી પરણ્યા પછી શું કરે?" આ ચારે પ્રશ્નો સાંભળીને સુરસુંદરીએ હૃદય સાથે વિચારીને તરત કહ્યું કે–"હે તાતજી! આપે પૂછેલાં જુદાં જુદાં ચારે પ્રશ્નોનો ઉત્તર આ પ્રમાણે ફક્ત એકજ વચનમાં થાય છે તે સાંભળો 'સાસરે જાય' એટલે કે, જીવ છે કે નહીં તેની નિશાની સાસ–શ્વાસજ છે? કામદેવની સ્ત્રી કે–રતિજ છે! કૂલ જાય–જાઇનું જ ઉત્તમ છે! અને કુંવારી હોય તે પરણીને સાસરે જાય છે! હે પિતાજી! આ અર્થ સાંભળીને અમારૂ માન વધારવાની વિનતિ સ્વીકારજો"

**મયણાને મહીપતિ કહેરે, અર્થ કહો અમે એક,**
**જો તમે શાસ્ત્ર સંભાળતાંરે, વાધ્યો હૃદય વિવેકરે. વત્સ ૪**
**આદિ અક્ષર વિણ જેહછેરે, જગજીવાડણહાર,**
**તેહિ મધ્યાક્ષર વિનારે, જગસંહારણહારરે. વત્સ. ૫**
**અંત્યાક્ષર વિણ આપણુંરે, લાગે સહુને મીઠ,**
**મયણા કહે સુણજો પિતારે, તે મેં નયણે દીઠરે, નૃપ. ૬**

અર્થઃ—આ પ્રમાણે સુરસુંદરીથી ઉત્તર મળતાં હર્ષ પ્રાપ્ત થયા પછી મયણાસુંદરી પ્રત્યે પ્રજાપાળ રાજાએ પૂછયું કે–"જો તમને તમારા શાસ્ત્રો તપાસતાં મનની અંદર વિવેક વધ્યો હોય તો અમને એક શબ્દમાંજ આ પ્રશ્નનો ખુલાસો કહી બતાવો કે–એક ત્રણ અક્ષરનો શબ્દ છે, તે પૈકીનો જો પહેલો અક્ષર કહાડી નાખીયે તો બાકી રહેલ બે અક્ષરથી બનતા શબ્દનો જગને જીવાડનારો અર્થ થાય છે, તથા જો વચલો અક્ષર બાદ કરીયે તો તે જગનો સંહાર કરનાર અર્થ થાય છે, અને જો તે ત્રણમાંથી છેલ્લો અક્ષર બાદ કરીએ તો તેથી બનતો શબ્દ આપણુ સર્વને વ્હાલો લાગે છે, ત્યારે તે ત્રણ અક્ષરના ઉપરના અર્થમય કયો શબ્દ છે? તે કહો." પ્રશ્ન સાંભળતાંજ મયણાસુંદરીએ કહી દીધું કે–"હે પિતાજી! સાંભળો–એ ત્રણ અક્ષરના પ્રશ્નવાળી ચીજ તો મેં નજરો નજર નજરની અંદરજ દેખેલી છે તે એ કે–'કાજળ'. એ કાજળ શબ્દમાંથી જો પહેલો અક્ષર 'કા' કહાડી નાખીએ તો પાછળ રહેલા બે અક્ષરોથી 'જળ' એવું વંચાય છે, તે જળ તમામ જગતના જીવોને જીવાડનારૂં છે, તથા તેમાંથી

કામદેવની સ્ત્રી કઇ ? કુલોમાં ઉત્તમ કુલ કયું ? અને કુંવારી પરણ્યા પછી શું કરે ? " આ ચારે પ્રશ્નો સાંભળીને સુરસુંદરીએ હૃદય સાથે વિચારીને તરત કહ્યું કે—" હે તાતજી ! આપે પૂછેલાં જુદાં જુદાં ચારે પ્રશ્નોનો ઉત્તર આ પ્રમાણે ફક્ત એકજ વચનમાં થાય છે તે સાંભળો. 'સાસરે જાય' એટલે કે, જીવ છે કે નહીં તેની નિશાની સાસ-શ્વાસજ છે ? કામદેવની સ્ત્રી કે–રતિજ છે.! કૂલ જાય–જાઇનું જ ઉત્તમ છે ! અને કુંવારી હોય તે પરણીને સાસરે જાય છે ! હે પિતાજી ! આ અર્થ સાંભળીને અમારૂં માન વધારવાની વિનતિ સ્વીકારજો "

**મયણાને મહીપતિ કહેરે, અર્થ કહો અમં એક,**
**જો તમે શાસ્ત્ર સંભાળતાંરે, વાધ્યો હૃદય વિવેકરે. વત્સ ૪**
**આદિ અક્ષર વિણ જેહછેરે, જગજીવાડણહાર,**
**તેહિ મધ્યાક્ષર વિનારે, જગસંહારણહારરે. વત્સ. ૫**
**અંત્યાક્ષર વિણ આપણુંરે, લાગે સહુને મીઠ,**
**મયણા કહે સુણજો પિતારે, તે મેં નયણે દીઠરે. નૃપ. ૬**

અર્થઃ—આ પ્રમાણે સુરસુંદરીથી ઉત્તર મળતાં હર્ષ પ્રાપ્ત થયા પછી મયણાસુંદરી પ્રત્યે પ્રજાપાળ રાજાએ પૂછ્યું કે–" જો તમને તમારા શાસ્ત્રો તપાસતાં મનની અંદર વિવેક વધ્યો હોય તો અમને એક શબ્દમાંજ આ પ્રશ્નનો ખુલાસો કહી બતાવો કે–એક ત્રણ અક્ષરનો શબ્દ છે, તે પૈકીનો જો પહેલો અક્ષર કહાડી નાખીયે તો બાકી રહેલ બે અક્ષરથી બનતા શબ્દનો જગને જીવાડનારો અર્થ થાય છે, તથા જો વચલો અક્ષર બાદ કરીયે તો તે જગનો સંહાર કરનાર અર્થ થાય છે, અને જો તે ત્રણમાંથી છેલ્લો અક્ષર બાદ કરીએ તો તેથી બનતો શબ્દ આપણુ સર્વને વ્હાલો લાગે છે, ત્યારે તે ત્રણ અક્ષરના ઉપરના અર્થમય કયો શબ્દ છે ? તે કહો. " પ્રશ્ન સાંભળતાંજ મયણાસુંદરીએ કહી દીધું કે–" હે પિતાજી ! સાંભળો–એ ત્રણ અક્ષરના પ્રશ્નવાળી ચીજ તો મેં નજરો નજર નજરની અંદરજ દેખેલી છે તે એ કે–' કાજળ '. એ કાજળ શબ્દમાંથી જો, પહેલો અક્ષર ' કા ' કહાડી નાખીએ તો પાછળ રહેલા બે અક્ષરોથી 'જળ' એવું વંચાય છે, તે જળ તમામ જગતના જીવોને જીવાડનારૂં છે, તથા તેમાંથી

વચલો અક્ષર જો 'જ' કહાડી નાખીએ તો બાકી રહેલા શબ્દથી 'કાળ' વંચાય છે, તે જગતને સંહાર કરનાર છે, અને જો છેલ્લો અક્ષર 'ળ' કહાડી નાખીએ તો બાકી રહેલા અક્ષરોથી 'કાજ–કાર્ય' વંચાય છે, તે કાર્ય આપણ બધાંઓને વ્હાલું લાગે છે એ કાજળ તો મેં આંખોમાં આંજ્યું જ જોયેલ છે. (૩–૬)

સુગુણ શમસ્યા પૂરજોરે, ભૂપતિ કહે ધરી નેહ,
અર્થ ઉપાઈ અભિનવોરે, પુણ્યેં પામીજેં એહરે. વત્સ ૭

સુરસુંદરી કહે ચાતુરીરે, ધન યૌવન વર દેહ,
મનવલ્લભ મેલાવડોરે, પુણ્યેં પામીજેં એહરે. નૃપ ૮

મયણા કહે મતિ ન્યાયનીરે, શીળશું નિર્મળ દેહ,
સંગતિ ગુરૂ ગુણવંતનીરે, પુણ્યેં પામીજેં એહરે. નૃપ ૯

અર્થ:—રાજાને આનંદ થતાં તેણે ફરીને સ્નેહ સહિત એક નવો જ અર્થ ગોઠવી કહાડી બન્ને કુંવરીઓને પૂછ્યું કે—"હે સદ્ગુણી વત્સો! તમો બન્ને મારી એક શમસ્યા પૂર્ણ કરજો કે—અમુક અમુક વસ્તુ પુણ્યવડેજ પ્રાપ્ત કરી શકિયે છિયે!" તે સાંભળી પહેલી સુરસુંદરીએ કહ્યું કે—"ચતુરાઈ, ધન, યૌવન, સુંદર શરીર, અને મનવલ્લભજનનો મેલાપ—એટલી વસ્તુઓ પુણ્યવડેજ પ્રાપ્ત થાય છે!" પછી મયણાસુંદરીએ કહ્યું કે—"ન્યાયથી પૂર્ણબુદ્ધિ, શીલસહિત પવિત્રશરીર, અને ગુણવંત ગુરૂની સંગતિ, એટલા પદાર્થ પુણ્યવડેજ પ્રાપ્ત થાય છે!" (૭–૯)

ઈણ અવસર ભૂપતિ ભણેરે, આણી મન અભિમાન,
હું તૂઠયો તુમ ઉપરેરે, દેઉં વંછિત દાનરે. વત્સ૧૦

હું નિર્ધનને ધન દેઉંરે, કરૂં રંકને રાય,
લોકસયલસુખભોગવેરે,પામીમુજપસાયરે. વત્સ ૧૧

**સકલ પદારથ પામિયેંરે, મેં તૂઠે જગમાંહિ;**
**મેં રૂઠે જગ રોલિયેંરે, ઊભો ન રહે કોઈ છાંહિરે. વત્સ૦૧૨**

અર્થ:—આ પ્રમાણે પુત્રીઓનો વચનવિલાસ સાંભળી પ્રજાપાળ રાજા તે વખતે અભિમાનમાં ગર્ક થઇ કહેવા લાગ્યો કે—હું તમો બન્ને ઉપર સંતુષ્ટમાન થયો છું માટે જે તમો ચાહો તે તમારી ઇચ્છા પૂર્ણ કરી આપું. હું દરિદ્રીને ધન-દોલત આપી પૈસાદાર બનાવી દઉં, રાંકને રાજા કરી દઉં, અને આ જે તમામ રૈયત સુખ ભોગવી રહી છે તે સઘળો પ્રતાપ મારી કૃપાનોજ છે. જગતની અંદર જેની ઊપર હું પ્રસન્ન થાઉં તેને તમામ પદાર્થ પ્રાપ્ત થઈ શકે છે અને જેની ઊપર હું કોપું તેનો રોળ-વાળી નાખું છું કે જેથી તેના છાંયડે પણ કોઇ ઉભું રહેવા ન પામે. મતલબમાં એજ કે એવો હું પ્રતાપવંત છું, તે તમારાં ઉપર પ્રસન્ન થયો છું, માટે હવે જે જોઇએ તે માંગી લ્યો કે જેથી ભવની ભાવટ ભાગી જાય." (૧૦–૧૨)

**સુંદરી કહે સાચું પિતારે, એહમાં કિશ્યો સંદેહ,**
**જગ જીવાડણ દોયછેરે, એક મહીપતિ દૂજો મેહરે. નૃપ૦૧૩**
**સાચું સાચું સહુ કહેરે, સકલ સભા તેણીવાર,**
**એ સુરસુંદરી જેહવીરે, ચતુર ન કો સંસારરે. નૃપ૦૧૪**

અર્થ:—ઉપર પ્રમાણે અભિમાન ભરેલું રાજાનું બોલવું સાંભળી સુરસુંદરી કે જે બાપકર્મ વડેજ સુખ મળવું માનનારી હતી તેણીએ કહ્યું કે— "પિતાજી! જે આપનું કહેવું થાય છે તે બધું સત્યજ છે એમાં કશો શક નથી. જગતની અંદર જીવમાત્રને જીવાડનારા બેજ છે, એક રાજા અને બીજો વરસાદ!!" આવું તેણીનું બોલવું સાંભળી હાજી હા કરી ખુશામદ કરનારા સભાજનો રાજાની કૃપા મેળવવા બોલી ઉઠ્યા કે—"સત્ય છે! સત્ય છે! એ વાત તદ્દન રીતે સત્ય છે!!! અહા! આ શ્રીમતી સુરસુંદરી સમાન આ સંસારની અંદર કોઇ બીજી ચતુર કુવરી નથી, ધન્ય છે એને." (૧૩–૧૪)

**રાજા પણ મન રંજિયોરે, કહે સુંદરી વર માંગ,**
**વંછિત વર તુજ મેળવીરે, દેઉં સયલ સૌભાગરે. વત્સ૦૧૫**

તિહાં કુરૂજંગલ દેશથીરે, આવ્યો અવનિપાલ,
સભામાંહે સોહે ઘણોરે, યૌવન રૂપ રસાળરે. નૃપ૦૧૬
શંખપુરી નયરી ધણીરે, અરિદમન તસ નામ,
તે દેખી સુસુંદરીરે, અંગેં ઉપન્યો કામ રે. વત્સ૦૧૭
પૃથિવીપતિ તસ ઉપરેંરે, પરખી તાસ સનેહ,
તિલક કરી અરિદમનનેં રે,આપી અંગ જાતે હરે.વ.૦૧૮
રાસ રચ્યો શ્રીપાલનોરે, તેહની બીજી ઢાળ,
વિનય કહે શ્રોતા ઘરેંરે, હોજો મંગળમાળરે. વત્સ.૦૧૯

અર્થઃ—ઉપર પ્રમાણે ખોટી બડાઈનાં બણગાં ફુંકનારાઓના બોલો સાંભળી રાજા પણ ગર્વમાં ફૂલાઈ જઈ ખુશી થઇ ગયો અને કહેવા લાગ્યો કે—" હે સુરસુંદરી ! વર માંગ, હું તને વાંછિત–ઇચ્છેલો વર મેળવી દઇ સઘળાં સૌભાગ્ય બક્ષું." આ વાત થતી હતી તેવામાં એક કુરૂજંગલ દેશથી શંખપુરીના રાજા દમિતારિનો કુંવર અરિદમન, પ્રજાપાળ રાજાનો ખંડીયો રાજા હોવાથી તેમની સેવા બજાવવાને માટે અહિં આવી પહોંચ્યો, અને રાજસભામાં પ્રજાપાલ રાજાને નમન કરી તેણે પોતાની યોગ્યતાભરી નિમેલી બેઠક લીધી. એ અરિદમનરાજા યુવાન અને સુંદર રૂપશાળી હોવાથી સભાની અંદર બહુજ શોભતો હતો. તેને જોતાંજ મિથ્યાત્વવાસિની સુરસુંદરીના શરીરમાં કામદેવ જાગૃત થયો, એથી તેની તરફજ વારંવાર તેણી જોતી હોવાથી પ્રજાપાળ રાજાએ ચેષ્ટાથી જાણી લીધું કે સુરસુંદરીની વૃત્તિ 'સ્નેહ સહિત દંપતિ ધર્મમાં જોડાવા અરિદમન સાથે તલપી રહી છે, માટે તેમજ કરવું ઉચિત છે કેમકે મરજી વિરૂદ્ધ સંબંધ જોડવાથી નઠારાં પરિણામ આવે છે; એજ અતિ ઉત્તમ છે' એવો નિશ્ચય કરી તુરતજ કંકુનું તિલક કરી તે અરિદમન સાથે તેજ વખતે સુરસુંદરીને વરાવી દીધી. એમ કરવાનું કારણ એજ હતું કે–હું જેની ઉપર પ્રસન્ન થઉં છું તેનું તરતજ દુઃખ દારિદ્રય દૂર કરી મનોવાંછિત સુખ આપી શકું છું, એ બોલની તાત્કાળ પ્રતીતિ કરાવવા આ રીતે સિદ્ધ કરી બતાવ્યું. કવિ કહે છે કે–મેં આ શ્રીપાળ મહારાજાના રાસની રચના કરી તેમાંની આ બીજી ઢાળ પૂર્ણ થઈ, આ રાસ સાંભળનારાંઓને ઘેર મંગળમાળા થજો. એમ વિનયવિજય મહારાજ કહે છે. (૧૫–૧૯)

( દોહરા છદ )

મયણા મસ્તક ધૂણતી, જવ નિરખી નરરાય,
પુછે પુત્રી વાત એ, તુમ મન કિમ ન સુહાય ? ૧
સકળ સભાથી સોગુણી, ચતુરાઇ ચિત્ત માંહ,
દીસે છે તે દાખવો, આણી અંગ ઉત્સાહ. ૨
ઉચિત નહિ ઇહાં બોલવું, મયણા કહે મહારાય,
મોહે મન માણસ તણાં, વિરૂઆ વિષય કષાય. ૩
નિરવિવેક નરપતિ જિહાં, અંશ નહી ઉપયોગ,
સભા લોક સહુ હાજિયા, સરિખો મલ્યો સંયોગ. ૪

અર્થ:—આ પ્રમાણે પ્રજાપાળ રાજાએ ફૂલણજીનું કૃત્ય કરી લઇ, જ્યારે મયણાસુંદરીની તરફ નજર કરી, ત્યારે તેણીને તો માથું ધૂણાવતી જોઇ, એથી તેણી પ્રત્યે પૂછયું કે—" હે પુત્રી તારા માથા ધૂણવાથી ( તથા ચ્હેરા ઉપરના દેખાવ ઉપરથી ) પ્રતીત થાય છે કે તને આ મારૂં કરેલું કામ પસંદ પડયું નથી, તો હું પૂછું છું કે—આ વાત તારા મનને શા કારણને લીધે ન ગમી ? શું આ આખી સભા કરતાં તારામાં સો ગુણી ચતુરાઇ છે ? જો એવી ચતુરાઈ દેખાય છે, તો ઉત્સાહ સહિત કહી બતાવો " આ પ્રમાણે પિતાનું બોલવું સાંભળી મયણાસુંદરી બોલી કે " મહારાજ ! સંસારની અંદર ઘણાંખરાં માણસોનાં મન નઠારા વિષય અને કષાયોથી લુબ્ધ થઇ ગયેલાં હોય છે, તો તે વિષયમાં અત્રે કંઈ કહી બતાવવું એ વાજબી નથી, છતાં પણ આપ જ્યારે સો ગણી ચતુરાઈ તારામાં છે, એમ અહંકાર ભરપૂર વચન ફરમાવો છો ત્યારે કંઇ કહેવાની ફરજ પડે છે, માટે તે સબંધમાં થતી બેઅદબી માફ કરશો નીતિશાસ્ત્રવેત્તાઓ કહે છે કે-' જે જગોએ રાજાને વિવેક નથી, સદ્‌વિચાર અને શાસ્ત્ર સબંધીના ઉપયોગથી તદ્દન રહિત હોય, તથા સભાજનો જે જે રાજાએ કહ્યુ તે તે માટે હાજી હા કહેનારા હોય છે, તેવા રાજા અને સભાજનોનો સરખો સંયોગ મળ્યો હોય તે જગોએ ન્યાયની વાત બોલવી વાજબી નથી. ( ૧-૪ )

( ઢાળ ત્રીજી—રાગ કેદારો-કપૂર હોએ અતિ ઊજળુંરે-એ દેશી )

મનમંદિર દીપક જિસ્યોરે, દીપે જાસ વિવેક,
તાસ ન કહિયેં પરાભવરે, અંગ અજ્ઞાન અનેક-
પિતાજી મ કરો જૂઠ ગુમાન, એ ઋદ્ધિ અથિર નિદાન,
પિતાજી મ કરો જૂઠ ગુમાન,
જેહવો જલધિ ઉધાન, પિતાજી મ કરો જૂઠ ગુમાન. ૧
સુખ દુઃખ સહુએ અનુભવે રે, કેવલ કર્મ પસાય,
અધિકું ન ઓછું તેહમાંરે, કીધું કોણું ન જાય.
પિતાજી મ કરો જૂઠ ગુમાન. ૨

અર્થઃ—તથા તેણીએ વિશેષમાં એ કહ્યું કે—"જે મનુષ્યના મનરૂપી મંદિરની અંદર જળહળતા દીવાની પેઠે વિવેકરૂપી સાચો દીવો દીપતો હોય તે મનુષ્યના અંગમાં ભલેને અનેક અજ્ઞાનો હોય તોપણ તે કોઇ વારે પણ પરાભવ કરી શકે નહિ માટે પિતાજી! આ બોધવચનમાં કહેલા સાચા દીવાની આપના મનમંદિરમાં અછત હોવાથી આવાં અજ્ઞાન નડવા પામે છે તેથી 'જેને તેને હું જ સુખી દુ:ખી કરી શકું છું,' એવું અજ્ઞાનયુક્ત વચન બોલો છો, પણ તે અયોગ્ય છે, માટે આપ ખોટું અભિમાન ન કરો, કેમકે આ બધી ઋદ્ધિ ખચિત દરિયામાં થતી ભરતી ઓટના જેવીજ જરાવારમાં છોળમછોળ અને જરાવારમા ધૂળ ઉડે એવી અસ્થિર-છે, તો તેવી અસ્થિર ઋદ્ધિનો ગર્વ કરી જે કંઇ સુખી દુઃખી કરવાનો ગર્વ ધરાવો છો તે મિથ્યા છે. અર્થાત્ એવી ઋદ્ધિ પોતાની પાસે હંમેશ કાયમ રહેશે એજ કયાં નક્કી છે? અને નક્કી નથી તો સુખી દુ:ખી કરવાનું પણ કયાં કાયમ રહ્યું? સુખ અને દુઃખ સર્વ પ્રાણી પોતપોતાના કર્મનાજ પ્રતાપથી અનુભવે-ભોગવે છે, અને તેની અંદરથી કોઇ પણ વધારે કે ઓછું કરી શકે તેમ છેજ નહીં. અને જ્યારે કોઈનું કર્યું ઓછું વધતું થતું નથી તો આપ શી રીતે વધારે ઓછું કરી શકો તેમ છો! માટે એ વાતનો ખોટો ગર્વ ન કરો" (૧-૨)

રાજા કોપેં કળકળ્યોરે, સાંભળતાં તે વાત,
વ્હાલી પણ વેરણ થઇરે, કીધો વચન વિઘાતરે; બેટી!
ભલીરે ભણી તું આજ, તેં લોપી મુજલાજરે બેટી!
વિણસાડયું નિજ કાજ રે બેટી! તું મૂરખ શિરતાજરે
બેટી! ભલી રે ભણી તું આજ. ૩
પોષીને પોઢી કરીરે, ભોજન કૂર કપૂર,
રયણહિંડોળેહિંચતીરે, ભોગભલાભરપૂર રે બેટી! ભલી. ૪
પાટ પટંબર પહેરણરે, પરિજન સેવે પાય,
જગમાંસહુ જી જી કરેરે, એ સવિ મુજજ પસાયરે બેટી!
ભલી રે ભણી તું આજ. ૫

**અર્થ**:—આ પ્રમાણે મયણાસુંદરીની અગ્નિમાં ઘી હોમાયા સરખી વાત સાંભળતાંજ પ્રજાપાળરાજાને ક્રોધ પેદા થતાં ક્રોધાગ્નિથી કળકળતો રાતો પીળો થઇ કહેવા લાગ્યો કે- "રે દીકરી! તું મને ઘણી વ્હાલી હતી, પરંતુ તેં મારા વચનનો ભંગ કર્યો એથી વૈરિણી જેવી થઇ ગઇ, માટે કહું છું કે, બેટી! તુ આજે તો બહું સારૂં ભણી? મતલબમાં એજ કે-હજુ આટલું બધું ભણ્યા છતાં તને સભામા અને તે વળી પિતાની સન્મુખ કેમ બોલવું, અથવા આવું બોલાય કે નહીં, તેનું પણ તને ભાન નથી! તેં મારી મર્યાદા પણ રાખી નહીં, જો કે એમ કર્યું તેમાં મારૂ તો કાંઇ બગડયું નથી, પણ તેં તારો સ્વાર્થ હાથે કરીનેજ બગાડ્યો છે એથી સ્વસ્વાર્થ બગાડનાર હોવાથી ખરેખર તું મૂર્ખશિરતાજ છે, તને જે પાળી પોષીને મોટી કરી છે, ભાતભાતના ચોખા વગેરેના બરાસ મિશ્રિત ભોજન જમાડી મ્હોટી કરી છે, રત્નથી જડેલા હિંચોળે હીંચે છે, અને સારા તેમજ પૂરેપૂરી રીતે ભોગો ભોગવે છે, તથા ઉંચી જાતનાં હીરચીર પહેરવા મળે છે, નોકર ચાકરો તારી પગચપી આદિ સેવા ચાકરી કરે છે, અને જગતમાં જ્યાં ત્યાં લોકોએ જી જી કહીને અત્યાર લગણ બોલાવી છે એ બધા મારા પસાયને લીધે થયેલ છે એમ જાણજે" (૩-૫)

તત્ત્વ વિચારો તાતજીરે, મત આણો મન રોષ;
કર્મે તુમ કુળ અવતરીરે, મેં કિહાં જોયા જોષ.
પિતાજી મ કરો જૂઠ ગુમાન. ૬

મલહાવો મોટે મનેરે, નવ નવ કરો નિવેદ;
તે સવિ કર્મ પસાઉલેરે, એ અવધારો ભેદ.
પિતાજી મ કરો જૂઠ ગુમાન. ૭

અર્થ:—કોપયુક્ત વચન સાંભળી મયણાસુંદરી બોલી કે— "પિતાજી ! જે મેં કહ્યુ તેનું તત્ત્વ–મા૨ાંશ વિચારો અને મનમાં ગુસ્સો ન લાવો મેં કંઈ આપના–કુળમાં પેદા થવાને માટે જોષ જોવડાવ્યા ન હતા ? પરંતુ મારા પૂર્વનાં કરેલાં મારાં કર્મોના ઉદયથીજ આપને ત્યાં અવતરી છું, અને જે આપ મને મોટા મનથી મલ્હાવો–રમાડો ને આનંદ કરાવો છો, તથા નવા નવા ખાનપાન કરાવો છો તે સઘળો પણ મારા કર્મનોજ પ્રતાપ છે એ તત્ત્વને ખાસ ધ્યાનમાં લ્યો અને ખોટો ગર્વ ન કરો." — (૬–૭)

જો હઠવાદ તુઝને ઘણોરે, કર્મ ઉપર એકાંત;
તો તુઝને પરણાવશુંરે, કર્મે આણ્યો કંતરે બેટી ! ભલી.૮
માન હણ્યું જુઓ એણીયેં રે, માહરૂં સભા સમક્ષ;
ફલ દેખાડું એહનેં રે, સકલ પ્રજા પ્રત્યક્ષરે બેટી ! ભલી.૯

અર્થ:— "ઠીક છે ! જો તને એકાંતપક્ષથી કર્મ ઉપરજ હઠવાદ છે, તો હવે તને મારી શોધથી મેળવેલા નહીં, પણ કર્મના શોધથી મેળવેલા પતિની સાથે પરણાવીશ." રાજાપ્રજાપાળને દુ:ખ થતાં તેણે મન સાથે નિશ્ચય કર્યું કે–' એણીએ મારૂં સભાની રૂબરૂ માનભંગ કરેલ છે, પણ હું એનું ફળ એણીને સકળ પ્રજા દેખતા પ્રત્યક્ષપણે હું દેખાડું.' (૮–૯)

સાંખિયેં એ શું શીખવ્યુંરે, અધ્યાપક અજ્ઞાન;
સજ્જન લોક લાજે સહુરે, દેખી એ અપમાનરે. બેટી!
ભલીરે ભણી તું આજ. ૧૦
નગરલોક નિંદે સહુરે, ભણ્યું એહનું ધૂળ;
જુઓ વાતની વાતમાંરે, પિતા કર્યા પ્રતિકૂળરે બેટી!
ભલીરે ભણી તું આજ. ૧૧
મિથ્યાત્વી કહે જૈનનીરે, વાત સકલ વિપરીત;
જગત નીતિ જાણે નહીંરે, અવળાને અવિનીતરે બેટી!
ભલીરે ભણી તું આજ. ૧૨
અવસર પામી રાયનોરે, રોષ સમાવણ કાજ;
કહેપ્રધાનપધારિયેંરે,રયવાડીમહારાજરે. બેટીભલી૧૩.
રાસ ભલો શ્રીપાળનોરે, તેહની ત્રીજી ઢાળ;
વિનય કહે મદ પરિહરોરે, જેહથી બહુ જંજાળરે. બેટી!
ભલીરે ભણી તું આજ. ૧૪.

અર્થઃ—આ પ્રમાણે રાજાનું અપમાન થવાથી રાજાનાં સગાંસંબંધી-સજ્જન વગેરે બધાં શરમાઇને કહેવા લાગ્યાં કે—"અરે! એણીની સાહેલી-સખિયોએ પણ આવું શું શિક્ષણ આપ્યું હશે? તેમ એણીને ભણાવનારો અધ્યાપક પણ જ્ઞાન વગરનોજ જણાય છે, કેમ કે એણીને નીતિ રીતિ સંબંધી કશી કેળવણી આપી નથી." તેમ જ શહેરનાં લોકોપણ નીંદવા લાગ્યા કે—"એણીનું ભણ્યું બધું ધૂળ છે, જુઓ! એ બહુ ભણેલી છે, પણ બોલતાં ન આવડવાથી વાતની વાતમાં પિતાને દુશ્મન કર્યો!" અને મિથ્યાત્વીઓ તો એમજ કહેવા લાગ્યા કે—"જૈનોની વાતોજ વિપરીત—અવળી છે. જૈન લોકો જગની નીતિ કે રીતિ જાણતા

જ નથી. એઓ અવળચંડા અને અકડાઈભર્યાજ હોય છે. જો એમ ન હોત તો આ કુંવરી બધાને ગાંડા ગણી પોતાને એકનેજ બુદ્ધિશાળી માને છે. ” આ પ્રમાણે જે જેના મનમાં પોતપોતાની અક્કલ મુજબ આવ્યું તે તેવું બોલવા લાગ્યાં, અને મામલો રસાકસીમાં આવતાં ખરાબ થઈ ગયો જણાયો, કે તુરત રાજેંદ્રનો ગુસ્સો શાંત કરી દેવા સમયના જાણ પ્રધાને આવી અરજ કરી કે- ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! રાજપાટિકા ફરવાનો વખત થયો છે, માટે મહારાજ ! પધારવા કૃપા કરો. ” આ શ્રીપાળના સુંદર રાસની ત્રીજી ઢાળ પૂર્ણ થતાં વિનયવિજયજી મહારાજ કહે છે કે હે શ્રોતાજનો ! આ દાખલો ધ્યાનમાં લઈ જેના વડે સંસારમાં બહુ જંજાળ નડે છે તે અહંકાર-મદનો તમે ત્યાગ કરો. (૧૦-૧૪)

( દોહરા-૭૬ )

રાજા રેંયવાડી ચઢયો, સબળ સૈન્ય પરિવાર;
મદમાતા મયગલ ઘણા, સહસ ગમે અસવાર. ૧
સુભટ સિપાઈ સામટા, જિસ્યા પંચાયણ સિંહ;
આયુધ આડંબર સહિત, અટલ અભંગ અબીહ. ૨
વાઘા કેસરિયા કિયા, રઢિયાળા રજપૂત;
મુછાલા મછરાયલા, ચોધ જિસ્યા જમદૂત. ૩
પાખરિયા પંખી પરેં, ઉડે અંબર જામ;
પંચવરણ નેજા નવલ, ગયણ ચોક ચિત્રામ. ૪
સરણાઈ વાજે સરસ, ઘૂરે ઘોર નિસાણ;
પુર બાહિર નૃપ આવિયા, ભાલા જલહલ ભાણ. ૫

અર્થઃ—બળવાળા ઘણા લશ્કર સહિત પ્રજાપાળ રાજેંદ્ર રાજપાટિકા ફરવાને માટે ચડ્યો, તે વખતે મદથી તોફાની બનેલા ઘણા હાથીઓની શ્રેણી હજારો ઘોડેસ્વારો અને થોકબંધ લડવૈયા તથા સિપાઈઓ સાથે હતા, એટલું જ નહિ પણ તે હાથીસ્વારો, ઘોડેસ્વારો, સુભટો અને સિપાઈયો પંચાનન-સિંહના

જેવા ગુસ્સાજુસ્સાદાર હતા, તેમજ શસ્ત્ર—અસ્ત્રોના ઠાઠ સહિત, અને પાછી પાની ન કરનારા, કોઈના ભગાવ્યા ન ભાગી જનારા, તથા કોઇના ડરાવ્યા ન ડરનારા હતા, આ શિવાય હઠીલા રજપૂતો કે જેઓ મોટી વાંકડી મુછોવાળા, ઇર્ષાવંત, અને જીવ લેનારા યમદૂત જેવા યુદ્ધ કરી શત્રુપક્ષનો શેળ વાળનારા હતા તેઓએ કેસરી વાઘા અર્થાત્ રણક્ષેત્ર—લડાઇના મેદાનમા ઘૂમી વિજય મેળવવા-કેસરીયાં કર્યાં છે એવા વીરરત્નો હતા, તેમજ સરંજામથી સજેલા—પાખરેલા ઘોડાઓ કે જેઓ છલંગ મારી આકાશમાં જ્યારે પંખીની પેઠે ઉછળતા હતા, ત્યારે તેઓ તેના ઊપર પચરંગી વાવટાઓ હાથમાં લઇ બેઠેલા સ્વારો સહિત એવા જણાતા હતા, કે જાણે આકાશરૂપી ચોકમાં ચિત્રામણ કહાડ્યાં હોયની ? તેવો ભાસ થતો હતો તે લશ્કરને મોખરે સુંદર રસ સહિત સુરાવટથી શરણાઈઓ વાગી રહી હતી, અને ગભીર શબ્દ સાથે નગારાં વાજી આકાશને શબ્દમય કરી રહ્યાં હતાં આવા ઠાઠ સહિત લશ્કર સાથે જ્યારે રાજા શહેર બહાર નિકળી ચૂકયા, ત્યારે સ્વારોના હાથમાની બરછીઓના ચળકતા ભાલાઓની ઊપર સૂર્યનાં કિરણો પડવાથી જાણે બીજા સૂર્યજ ન હોય ? તેવા ખ્યાલ તે ઉત્પન્ન કરાવા લાગ્યા.

( ઢાળ ચોથી—રામચંદ્રકે બાગમે ચંપો મોરી રહ્યોરી—એ દેશી )

મારગ સનમુખ તામ, ઊડે ખેહ ઘણીરી;
પૂછે ભૂપતિ દૃષ્ટિ-દેઈ મંત્રી ભણીરી. ૧
કુણ આવેછે એહ, એવડાં લોક ઘણાંરી;
કહે મંત્રી રહો દૂર, દરિસણ એહ તણાંરી. ૨
એ કુષ્ટિ સયસાંત, થાઈ એક મણારી;
થાપી રાજા એક, જાચે રાયરાણારી. ૩
મારગ મૂકી જામ, નરપતિ દૂર ટળેરી;
ગલિતાંગુલી તસ દૂત, આવી તામ મલેરી. ૪
ઉત્તમ મારગ કાંઈ, જાયે દૂર તજીરી;
ઉજેણીના રાય, હારે કીર્તિ સજીરી. ૫

નિર્મુખ આશા ભંગ, જાચક જાસ રહ્યારી;
ભારભૂત જગમાંહિ, નિર્ગુણ તે કહ્યારી. ૬

અર્થઃ—રાજા લશ્કર સહિત જ્યારે અગાડી ચાલી નિકળ્યો ત્યારે રસ્તામાં સન્મુખ બહુજ ધૂળ ઉડતી નજરે પડી, એટલે પ્રધાન તરફ જોઇ પૂછવા લાગ્યો કે–“ આટલી બધી ગિરદ કેમ ઉડતી જણાય છે ? અને આટલાં બધાં કોણ લોકો આવે છે ? ” પ્રધાને કહ્યું–“ જે એ લોકો આવે છે તેઓના દર્શનથી પણ આપ દૂર રહો; કેમકે તે સાતસો કોઢીયાઓ છે, અને એક સંપ કરી એક રાજાને સ્થાપન કરી રાજા રાણાઓને જોઈતી ચીજ યાચતા ફરે છે. ” આવું પ્રધાનનું કહેવું સાંભળી જ્યારે રાજા રસ્તો છોડી બીજે રસ્તે ચાલ્યો ત્યારે ગળી ગયેલી આંગળીઓવાળો એક કોઢીઓ દૂત આવી પહોંચી રાજાને કહેવા લાગ્યો–“ હે ઉજેણીના મહારાજ ! [1]આ ઉત્તમ રસ્તો છોડીને આપ અવળે રસ્તે કેમ પધારો છો ? અને લાંબા વખતથી જાળવી રાખેલી કીર્તિને આજે આ માર્ગ આદરી કેમ હારી જાઓ છો ? જેની અગાડી આવી યાચક નિર્મુખ આશાભંગ થઈ રહે છે, તે મનુષ્ય જગતમાં ભારરૂપ સરખા નિર્ગુણીજ જણાય છે. મતલબમાં એજ કે અમે યાચના કરવા આવ્યાં છિએ, ત્યારે આપ અમારી આશા ભંગ કરવા સરખો માર્ગ આદરી અપયશને વરવા કેમ તૈયાર થાઓ છો ? ” (૧–૬)

શી જાચો છો વસ્તુ, વિગતે તેહ ભણોરી;
રાય કહે અમ આજ, કીરતિ કાંઈ હણોરી. ૭
દૂત કહે અમ રાય, સઘળી ઋદ્ધિ મળીરે;
રાજવટ્ટ પરગટ્ટ, કીધી અમે ભલીરી. ૮
પણ સુકુલિણી એક, કન્યા કોઈ દિયેરી;
તો તસ રાણી હોયે, અમ એહ હર્ષ હિયેરી. ૯

૧ રાજાએજ સન્માર્ગ છોડીને ઉન્માર્ગે જવું એ અયોગ્યજ છે, તથા જે યાચના કરવા આવે તેમની માગણીનો અનાદર કરવાથી તે આશાભંગ થાય છે, માટે કોઇને આશા ભંગ કરવો નહીં, આશાભંગ કરનારનો જન્મ પૃથ્વીને ભારે મારનારજ ગણાય છે.

**અર્થ**:—એ સાભળી રાજાએ કહ્યુ–“ પણ તમો શી વસ્તુની ઇચ્છા રાખો છો ? તે વિગતવાર કહી બતાવો, અને આજે અમારી કીર્તિનો ભગ ન કરો ” સમય હાથ લાગ્યો જાણી દૂત બોલ્યો–“ અમારા રાજાને, અમો બધાઓએ એકઠા મળીને સઘળી રાજ્યઋદ્ધિ તથા રાજ્યની કાર્ગીર્દિ વગેરે મેળવી આપવાથી પ્રાપ્ત થઈ છે, પણ એક સારા કુળની કન્યા મળી નથી, જો તે કોઇ આપે તો તે અમારા રાજાની રાણી થાય બસ એજ અમારા હૈયામા હવે હર્ષ મળવાની ખામી છે, તેમાટે આપ પાસે આવવુ થયુ છે ”

મન ચિંતે તવ રાય, મયણાને દેઉ પરીરી;
જગમાંહી રાખું કીર્તિ, અવિચલ એહ ખરીરી. ૧૦
ફળ પામે પ્રત્યક્ષ, મયણા કર્મ તણાંરી;
સાલે હૈડામાંહિ, વયણાં તેહ ઘણાંરી. ૧૧
વળે રૂંખ ઘન વૂઠ્ઠ, દાધ્યાં જેહ દવેરી;
કુવયણ દાધ્યાં જેહ, ન વળે તેહ ભવેરી. ૧૨
રોષતણે વશ રાય, શુદ્ધિ બુદ્ધિ સર્વ ગઈરી;
કહે દૂત તુઝ રાય, અમ ઘર આણો જઈરી. ૧૩
દેઉં રાજકુમારી, રૂપેં રંભ જિસીરી;
દૂત તણે મન વાત, વિસ્મય એહ વસીરી. ૧૪
કિશ્યું વિમાસે મૂઢ, મેં જે વાત કહીરી;
ન ફરે જગમાં તેહ, અવિચલ સાચી સહીરી. ૧૫
શ્રી શ્રીપાળનો રાસ, ચોથી ઢાળ કહીરી;
વિનય કહે નિરવાણ, ક્રોધેં સિદ્ધિ નહીરી. ૧૬

અર્થઃ—દૂતવચન સાંભળીને પ્રજાપાળ મન સાથે વિચાર કરવા લાગ્યો કે–"એ કોઢીયા વરને મયણાને દઈ દઉં ? અને એમ કરવાથી જગતમાં 'હું કરૂં તેજ થાય છે' એ મારી અવિચળ કીર્તિ રાખું, તેમજ મયણાને પણ 'કર્મ કરે તેજ થાય છે' એ મમતનું પ્રત્યક્ષ ફળ આપી દઉં મને મારા માનભંગ રૂપ તે મયણાનાં આકરાં વચન બહુજ મારા હૃદયની અંદર ખટકયા કરે છે જે ઝાડ દવ લાગવાથી દાઝી ગયેલ હોય છે તે વરસાદની વૃષ્ટિ થવાના સબબને લીધે પાછું પાંગરી નવપલ્લવ થાય છે, પણ નઠારાં વચનોરૂપિ અગ્નિવડે જે મન દાઝી ગયેલ હોય છે, તે મન તે ભવમાં ફરી નવપલ્લવ–પ્રેમાળ વૃત્તિવંત થતુંજ નથી !" આવા કારણને લીધે રાજાને ક્રોધ ચડવાથી તેની શુદ્ધિ બુદ્ધિ–એ બધું જતું રહેતાં આવું ગેરવાજબી કામ કરવા તેને સૂઝયું. જેથી તે દૂતને કહેવા લાગ્યો–"હે દૂત ! તું જઈને તારા રાજાને મારે ત્યાં તેડી લાવ, હું તેને રૂપમાં રંભા જેવી રાજકન્યા વરાવી દઉં." આ અસંભવ વાત સાંભળી દૂતને આશ્ચર્ય સાથે સંદેહ પેદા થયો કે–"શું આ સાચું કહે છે ! કિંવા મશ્કરી કરે છે ! પોતાની રંભા જેવી કન્યા જાણી બુઝી કોઢીઆને કોણ આપે ?" વગેરે વગેરે વિચારમાં ગર્ક થયો. એ જોઇ રાજા બોલ્યો–"રે મૂર્ખ ! શું વિચારમાં પડ્યો છે !! જે મેં વાત કહી છે તે જગતમાં કદિ ફરનાર નથી, માટે પૂરેપૂરી સાચી માની તારા રાજાને તેડી લાવ કે મનોરથ પૂર્ણ કરી દઉં !!!" શ્રીપાળના રાસની અંદર આ ચોથી ઢાળ કહી–વિનયવિજયજી કહે છે કે હે શ્રોતાગણ ! જરૂર ક્રોધ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થતીજ નથી (૧૦–૧૬)

---

(દોહરા ૭૬)

કોપ કઠિન ભૂપતિ હવે, આવ્યો નિજ આવાસ,
સિંહાસણ બેઠો અધિક, અતિ અભિમાન વિલાસ. ૧

મયણાને તેડી કહે, કર્મતણો પખ છોડ,
મુજ પસાય મન આણ જિમ, પૂરૂં વાંછિત કોડ. ૨

મયણા કહે દૂરે તજો, એ સવિ મિથ્યાવાદ,
સુખ દુઃખ જે જગ પામિયે, તે સવિ કર્મ પ્રસાદ. ૩

બાળકને વતળાવતાં, હઠે ચઢાવે રાય,
વાદ કરંતાં બાળશું, લઘુતા પામે ન્યાય. ૪
કોઇ કહે એ બાલિકા, જુઓ હઠીલી થાય,
અવસર ઉચિત ન ઓળખે, રીષ ચઢાવે રાય. ૫

અર્થઃ—આ પ્રમાણે રાજાનું બોલવું થતાં દૂત પોતાના રાજાને લઇ આવવા સ્હામો ગયો, અને કોપથી કઠણ થયેલા હૃદયવાળો રાજા રાજપાટિકા ફરવાનું માંડી વાળી તુરત પોતાના મહેલ ભણી પાછો વળ્યો, તથા બહુજ અભિમાન સહિત મન બનાવી સિંહાસન ઉપર બેસી તુરત મયણાસુંદરીને બોલાવી કહેવા લાગ્યો—" હજુ પણ તું 'કર્મ કરે તેજ થાય છે' એ પક્ષ છોડી દે અને 'મારી કૃપા વડે જે કરૂં તેજ થાય છે' એ વાતને કબુલ કર, તો તારા મનવાંછિત પૂર્ણ કરૂં, નહીં તો હાલ બેહાલ થઈ જશે !" એ સાંભળી અચળ સિદ્ધાંતવાળી મયણાસુંદરી બોલી કે—" પિતાશ્રી ! એ બધો જૂઠો—નકામો વાદ બાજુપર ફેંકી દો. જગતમાં જે સુખ દુઃખ પ્રાપ્ત કરિયે છીએ તે બધો કર્મનોજ પ્રતાપ છે !" આવો મામલો મચેલો જોઈ સભાજન પૈકી કેટલાએક કહેવા લાગ્યા કે—" બાળકને વારે વારે છેડવાથી હઠે ચડે છે. તેમજ બાળકની સાથે તકરાર કરવાથી ન્યાય પણ હલકાઈ પામે છે, કિંવા બાળકની સાથે આળ—છેડ વા તકરાર કરવાથી મોટા માણસની પણ હલકાઇ ગણાય છે, એમ નીતિ ન્યાયશાસ્ત્રના જાણકારે કહેલું છે; માટે રાજાની પણ ગાંડાઈ છે." અને કોઈ કહેવા લાગ્યો કે—" બિચારો રાજા પણ શું કરે ? જેમ જેમ એણીને સમજૂત આપે છે, તેમ તેમ જુઓ તો ખરા ! એ હઠીલી બાળા રાજાને વધારે રીશ ચડે તેવું અવસર ઓળખ્યા વગર ગેરવાજબી બોલે છે !!" (૧—૫)

---

( ઢાળ પાંચમી—છડર આંબા આમલીરે—એ દેશી. )

રાણો ઉંબર તિણે સમેરે, આવ્યો નયરી માંહિ,
સટિત કરણ સૂપડ જિશ્યારે, છત્ર કરે શિર છાંહિ.
ચતુરનર, કર્મતણી ગતિ જોય.

કર્મેં સુખ દુઃખ હોય, ચતુરનર, કર્મેં ન છૂટે કોય;
ચતુરનર, કર્મતણી ગતિ જોય. ૧
શ્વેતાંગુલી ચામર ધરેરે, અવિગત નાસ ખવાસ;
ઘોરનાદ ઘોઘર સ્વરેં રે, અરજ કરે અરદાસ. ચ. ક. ૨
વેસર અસવારીકરીરે, રોગી સવિ પરિવાર,
બળેં બાવલીયે પરિવર્યા રે, જિશ્યો દગ્ધ સહકાર. ચ. ક. ૩
કેઈ ટૂંટા કેઈ પાંગળારે, કેઈ ખોડા કેઈ ખીણ,
કેઈ ખસિયા કેઈ ખાસિયારે, કેઈ દદ્રુર કેઈ દીણ. ચ. ક. ૪
એક મુખેં માખી બણબણેરે, એક મુખ પડતી લાળ,
એક તણે ચાંદાં ચગેરે, એક શિર નાઠા વાળ. ચ. ક. ૫

અર્થઃ—તેડવા ગયેલો દૂત પોતાના ઉંબર રાણાને તેડી લાવ્યો. એ શહેરમાં દાખલ થયેલી સ્વારીના દેખાવ પૈકી રાજાનું શરીર ઉંબરાના થડ ઊપરનાં ચીરાયલાં છોડિયાં જેવું ફાટી ગયેલું હતું, તથા તેના ઉપર છત્ર ધરનાર સડીને સૂપડા સરખા થઈ ગયેલા કાનવાળો હતો; માટે હે ચતુર પુરૂષો ! તમે કર્મની ગતિ તો જુઓ; આ સંસારમાં કર્મેં કરીને જ જીવને સુખ દુઃખ થાય છે પણ કર્મથી કોઈ છૂટી શકતો નથી. તેમજ તેના ઉપર ચામર વીંઝનાર ધોળાં કોઢથી ધોળી થયેલી આંગળીઓવાળો હતો, અને ખવાઇ ગયેલા નાકને લીધે બીહામણા શબ્દવાળા ઘોઘર સ્વરનો છડીદાર તેની નેકી પોકારી રહ્યો હતો. એવા ઠાઠ સહિત ઉંબર રાણો હતો. તથા તે ખચ્ચર ઉપર સ્વારી કરેલા સાતસો કોઢિયાઓના પરિવાર સહિત, જેમ મૂળ તો કાળા અને વળી દાઝી ગયેલા હોય એવા બાવળિયાઓના ઝુંડમાં દાઝી ગયેલો આંબો જણાય, તેમ તે રોગગ્રસ્ત મંડળમાં રોગી ઉંબર રાણો જણાતો હતો, તેમજ તે રાજાના પરિવાર પૈકી કેટલાક ટૂંટાં, ઠૂંઠાં, ખોડા, ક્ષીણ, ખસિયલ, ખાંસીવાળા, દાદરવાળા અને કંગાલ જેવા અંગ ઉપાંગ હીન થવાથી બનેલા હતા. એકના મુખ ઉપર માખીયો બમણી રહેલી છે, તો એકના મુખમાંથી

